॥ હરિ ૐ ॥

શ્રી સદ્ગુરૂ સ્વામી શ્રી મુકતાનંદજીની કૃપાથી

# પ્રેમવાણી ભજનમાળા.

ભાગ. ૧—૨—૩ જો.



બનાવનાર તથા પ્રસિદ્ધ કરનાર.

હરિ ભક્ત શેઠ મનાથ ખુશાલીદાસ.

મુ. સરસપુર



સનાતન ધર્મની ખોજ કરનાર.

હરીજન સજ્જનોને માટે



નીતિવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં ઈશ્વરલાલ કેશવલાલ વકીલ.

તથા

ગોકુલલાલ માધવજીએ છાપી. ઠે. ઢીકવા ચોકી અમદાવાદ.

ચો ભાગ પ્રેસમાં શા. ચુનીલાલ કાળીદાસે છાપ્યો અમદાવાદ

આવૃત્તિ ૨ જી સુધારા વધારા સાથે

સંવત ૧૯૭૬ પ્રત ૫૦૦ સને ૧૯૨૦

કીમત ૮ આના પોસ્ટેજ જુદું.

हरि ॐ

# પ્રેમવાણી ભજનમાળા.

## ભાગ ૩ જો.

### મંગલાચરણ.

ॐ सत्यं ज्ञानमनंतं यन्निष्कलं निष्क्रियं परम् ॥
अद्वितियं निर्विशेषं ब्रह्म तत्समुपास्महे ॥ १ ॥
शंकरं शंकराचार्यं केशवं बादरायणम् ।
सूत्रभाष्यकृतौ वन्दे भगवन्तौ पुनः पुनः ॥ २ ॥
अज्ञानतिमिरांधस्य ज्ञानांजनशलाकया ॥
चक्षुरुन्मिलितं येन तस्मै श्री गुरवे नमः ॥ ३ ॥
ब्रह्मानन्दं परम सुखदं केवलं ज्ञानमूर्तिम् ॥
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम् ॥ ४ ॥
एकं नित्यं विमलमचलं सर्वाधीसाक्षिभूतम् ।
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥ ५ ॥
गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देव महेश्वरः ॥
गुरुरेव परब्रह्म तस्मै श्री गुरवे नमः ॥ ६ ॥
ध्यान मूलं गुरुमूर्ति पूजामूलं गुरु पदम् ॥
मंत्र मूलं गुरु वाक्य, मोक्ष मूलं गुरु कृपा ॥ ७ ॥
॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

## छंद भुजंग प्रयात.

नमो शारदा मात विद्या प्रदेनी ।
करो मेध्य मेधा अथा कं त्रिवेनी ॥
करो नष्ट मोहादि शांत्यादि दीजे ।
हरो आपकारी हृदय धाम कीजे ॥ १ ॥

---

### પદ. ૧ રાગ–બીહાગ.

( નાથ તુમ જાનતહો સબ ઘટકી ) એ રાગ.

હરી જેમ રાખે તેમ રહીએ,
આપણ સુખ દુઃખ સઘળું સહીએ. હરી જેમ. ૧
ગર્ભવાસમાં રક્ષણ કીધું, નામ તેનું લઇએ;
પ્રભુનું ભજન નીશદીન કરતાં, સદ્‌ગુરૂ શરણે જઇએ. હરી જેમ. ૨
અનેક ભક્તોનાં કારજ સુધાર્યાં, ગોવિંદના ગુણ ગઇએ;
મનુષ્યા દેહ ફરી ફરી નાવે, જન્મ સુધારી લઈએ. હરી જેમ. ૩
કથા કિર્તન ભાવશું કરીએ, સત્સંગતમાં રહીએ;
દુર્જનનાં વચન સાંભળી, ભક્તિ મુકી ન દઇએ. હરી જેમ. ૪
હૃદિયામાં હિમ્મત રાખી, સંતો ભેગા ભળિએ;
કહે **સામો** પ્રભુ સંકટ હરશે, હરિહરિ સમરણ કરીએ. હરી જેમ. ૫

### પદ. ૨—રાગ ઉપરનો.

પ્રભુ ભક્તોનો હિતકારી, વાહારે ચઢશે દેવ મોરારી. પ્રભુ૦ ૧
પ્રલ્હાદજીની વાહારે ચઢિયા, નરસિંહ રૂપ ધારી;
હિરણ્યકશિપુને નખે વધેર્યો, ભક્તવત્સલ વનમારી. પ્રભુ૦ ૨
ધ્રુવ બાળકને વનમાં મળિયા, એક ધ્યાનમાં ધારી;
શ્રી કૃષ્ણચંદ્રે દરશન દીધાં, શંખ ચક્ર ગદા ધારી. પ્રભુ૦ ૩

વિભિષણને પોતાનો કીધો, લંકા આપી સારી;
દશ મુસ્તક રાવણનાં છેદ્યાં, રામા અવતાર ધારી. પ્રભુ૦ ૪
અનેક ભકતોની વાહારે ચઢિયા, કરૂણાસાગર ગિરધારી;
દાસ **સોમો** કહે કરજોડી, પ્રભુ રાખો ચરણ તુમ્હારી. પ્રભુ૦ ૫

પદ. ૩—રાગ ઉપરનો.

પ્રભુ તેરી માયા અકળીત ભારી,
જામે મોહે સબ સંસારી. પ્રભુ તેરી૦ ૧
કોઈ મોહે ધન ધાન્યમેં, કોઈ મોહે પુરૂષ નારી;
કોઈ મોહે ઘરબાર પુત્રમેં, કોઇ મોહે નોકરી ભારી. પ્રભુ૦ ૨
કોઈ મોહે રાજપાટ મદમેં, કોઈ મોહે થઇ કારભારી;
કોઈ મોહે રાગ રંગ તાલમેં, કોઇ મોહે સુંદર રૂપ ધારી. પ્રભુ૦ ૩
અનેક જીવ પડ્યા મોહ જાળમેં, અપાર માયા તુમ્હારી;
હરિની કૃપા વિના કોઇ ન છૂટે, ભવબંધન દુઃખ ભારી. પ્રભુ૦ ૪
કહે **સોમો** પ્રભુ કરૂણા કરીને, મોહને નાખો ટારી;
અનેક જન્મ લીયા ભવરણમેં, કરો મુક્ત દેવ મોરારી. પ્રભુ૦ ૫

પદ. ૪—રાગ ઉપરનો.

પ્રભુ હું તો આયો શરણ તુમ્હારી, અબ રાખો લાજ હમારી. પ્રભુ૦ ૧
તુમ વિના મેરો કોઇ નહિ જગમેં, સ્વારથકી કરે યારી;
માત પિતા સુત દારા સહોદર, અંતે ન કોઇ સહાયકારી. પ્રભુ૦ ૨
તુમ પિતા તુમભ્રાતા મોરે, તુમ મેરી મહતારી;
તુમ વિના મેરા કોઇ નહિ હે, સુનિયે દેવ મોરારી. પ્રભુ૦ ૩
શરણ પડ્યાની બાંહે પ્રભુ ઝલો, દુઃખ ભંજન સુખ કારી;
દીનની અરજ સુનિયો મેરી, કરૂણા સાગર ગિરધારી. પ્રભુ૦ ૪
તુમ મેરા પિતા મેં હું પુત્ર, જનમોજનમકી યારી;
પ્રભુ વિના દુઃખ મેરા કોણ ટારે, **સોમા**ની અરજ ઉર લ્યો ધારી. પ્રભુ૦ ૫

### પદ. ૧—રાગ ગઝલ.

( નાવમેં નદીયાં ડૂબાઈ જાય ) એ રાગ.

દેના દરશન નંદ કીશોર, આવી દ્વાર ખડે કરજોડ; ટેક.

તુંહે જગતકા પાલન કરતા, સબકા સરજનહાર;
મેં હું બંદા નાથ તુમ્હારા, ચરણમેં રખ જોડ. દેના દરશન. ૧

નંદકે ઘરમે જન્મ લીયા, અસુર નાંખે મોડ;
જસોમાતાકી ગોદમેં ખેલે, બંધન નાખે તોડ. દેના દરશન. ૨

ધેનુ ચરાવે બંસી બજાવે, બનમેં મચાવે સોર;
બનકુંજનમેં રાસ રમાવે, ગોપીયનકે ચીત્ત ચોર. દેના દરશન. ૩

મારગ જાતાં દાણ માગે, રસ્તે કરે રંગ રોળ;
મહીયારનકી મટુકી ફોડે, મહીં માંખણ કે ચોર. દેના દરશન. ૪

ચરિત્ર તુમ્હારા કિતના કહિયે, હો સબ શિરકે મોર;
જાગોને જસોમતિકે જીવન, ગઇ રજની ભયો ભોર. દેના દરશન. ૫

દાસ **સોમા** જનહે તેરા, પુરણ કીજે મન કોડ;
ભવરણથી કરદે મુકત, નામ તેરા રણછોડ. દેના દરશન. ૬

### પદ. ૨—રાગ ઉપરનો.

હરિકા ભજન કરિ લે ભાઇ, દુર્લભ માનુષ્ય દેહ તું પાઇ. ટેક.

માત પિતા સુત દારા સહોદર, સ્વારથકે સબ ભાઇ;
અંત સમે કોઈ સાથ ન આવે, એકિલા તું જાઈ. હરિકા. ૧

લક્ષ ચોરાશી ફિરકર આયા, વાકી ખબર ના પાઇ;
અનેક જન્મ લીયા ભવરણમેં, માયામેં લીપટાઈ. હરિકા. ૨

મૃગતૃષ્ણાવત્ જગત્ સારા, હે સુપનાકી ન્યાંઇ;
અંજલી કેરા નીર જેસા, જ્યું બાદલકી છાંઇ. હરિકા. ૩

રેતિ કેરા ઘર બનાવે, પલ નહિ ઠેર ન પાઈ;
ધુમાડીના બાચકા જેવું, સંસાર સુખ દુઃખદાઈ. હરિકા. ૪

ચેત ચેતરે મન મુરખા, અવસર જાત બિતાઇ;
કહે **સોમો** સદ્‌ગુરૂ પ્રતાપે, સમરો રામ ગુસાંઇ. હરિકા૦ ૫

પદ. ૩—રાગ ઉપરનો.

ગુરૂકે ચરણુંમે ચિત્ત ધાર, તેરા છુટે જગ જંજાળ. ગુરૂકે ટેક.
સદ્‌ગુરૂ હે મોક્ષકા દાતા, જનમ મરણુ દે ટાળ;
ભવસાગરસેં પાર ઉતારે, મુકાવે જમના માર. ગુરૂકે૦ ૧
તન મન ધન સબ અરપણુ કરિકે, ભાવ ભક્તિ ઉરધાર;
ગુરૂ કે ચરણુમેં શીર નમાવે, તો હોવે બેડો પાર; ગુરૂ૦ ૨
લોક લાજ સબ છોડ કરકે, રહે ગુરૂકી લાહાર;
બીના દરશન ચેન ના પડે, મીલે સરજનહાર. ગુરૂ૦ ૩
મરણુ આદરી શરણે આવે, હોવે હંસ હમાર;
બ્રહ્મ અગ્નિમેં હોમે વાકુ, કર્મ દે સબ ઝાર. ગુરૂ૦ ૪
અમર રસકા કોઇ જન ભોગી, શુદ્ધ ચિત્તકા અધિકાર;
સદ્‌ગુરૂ માગે સો દેવે, તબ ખોલે મુકિત દ્વાર. ગુરૂ૦ ૫
કહે **સોમો** સુનો મેરે પ્યારે, આ પદકા કરે વિચાર;
જમરાજાકો જીત લે, હો કાલપર અસ્વાર. ગુરૂ૦ ૬

પદ. ૪—રાગ ઉપરનો.

મનવા સોહં શબ્દ વિચાર, તેરા ઘટમેં સરજનહાર. ટેક.
કયા કાશી કયા મથુરાં જાવે, કયા જાવેરે કેદાર;
ગંગા જમુનામેં જાકર નહાવે, મનકા નહિ સુધાર; મનવા૦ ૧
જટા બઢાવે ભસ્મ લગાવે, કરે નહિ અન્ન અહાર;
આસન બાંધે પ્રાણકો રોંધે, નહોવે જ્ઞાન ઉજ્યાર. મનવા૦ ૨
ભાગવત ગાવે ગીતા ગાવે, ભણે પુરાણુ અઢાર;
સદ્‌ગુરૂકી સેવા બિના, મિલ ન જગ કિરતાર. મનવા૦ ૩
સંતસમાગમ કરલે પ્યારે, મન વિષયથી વાર;

કહે સોમો સદ્‌ગુરૂ પ્રતાપે, ઉતરે ભવજલ પાર. મનવા૦ ૪

ભજન ૧—( હમને ખોજી કાયારે ) એ રાગ.

ગુરૂએ મહા મંત્ર સુનાયારે, મુક્તિકા માર્ગ બતાયાજી. ટેક.
ચાર અક્ષરકા મંત્ર દીના, વા મેં ચિત્ત પરોવાયારે ભાઈ;
ગુરૂ મંત્ર હરદમ સાધતાં, પ્રેમ લેહેર ચઢ આયા. ગુરૂએ. ૧
પ્રેમ ભાવ ઓર સચ્ચા દિલસે, એકાંત આસન જમાયારે ભાઇ;
ચિત્ત વૃત્તિ નિરોધ કરકે, સુનમેં ધ્યાન લગાયા. ગુરૂએ. ૨
ઝીણા ઝીણા નાદ ઘણેરા, સીંગી નાદ સુણાયારે ભાઇ;
અનહદ વાજાં વાજે ગગનમેં, જળહળ જ્યોત દરસાયા. ગુરૂએ. ૩
મહામંત્રસે સબ કોઈ સીધ્યા, જોગી જોગ કમાયારે ભાઇ;
જ્ઞાની મુની પંડીત પુરાણી, જે મોટા સીધ્ધ કહાયા. ગુરૂએ. ૪
જો કુચ્છ હે સબ એહી મંત્રમેં, નિદ્ધિ સિદ્ધિ સમાયારે ભાઇ;
જીસને પાયા સોઈ કમાયા, સોહં સેજ ધુન લાયા ગુરૂએ. ૫
જનકે પાયા સનકે પાયા, શુકદેવકું સમજાયારે ભાઇ;
પ્રલ્હાદ મીરાં મહેતા નરસિંહ, કબીર કમાલે ગાયા. ગુરૂએ ૬
મુસલમાન કલમાકુ પઢતા, મહામંત્ર કલમા કહાયારે ભાઈ,
મહામંત્રકા સબ કોઈ ભોગી, સતગુરૂ મિલ્યા સો પાયા ગુ૦ ૭
દત્ત ગોરખ ગોપીચંદ ભરથરી, જલંદર જોગી કહાયારે ભાઇ;
બ્રહ્મા વિષ્ણુ કૈલાશપતી, ગગનમંડળ મઠ છાયા. ગુરૂએ. ૮
રામચંદ્ર લંકામાં જાતાં મહામંત્ર પથ્થર પર લખાયારે ભાઇ;
કપી સૈન્યા પાર ઉતારી, રાવણકું જીતકર આયા. ગુરૂએ. ૯
મહાદેવજીએ પારવતીકુ, મહામંત્ર પઢાયારે ભાઇ;
હનુમાન મહામંત્ર જપતા, રોમરોમ રામ દરસાયા. ગુરૂએ. ૧૦
મહામંત્ર શ્રી કૃષ્ણે ગાયા, મોરલીકી ધુનમે સુનાયારે ભાઇ;
ચાર વેદ ઓર ખટ શાસ્ત્રકા, ગોપીઓકું જ્ઞાન કરાયા. ગુ૦ ૧૧

પ્રેમ લગનમાં મગ્ન થઇ મહાલી, દેહકા ભાન ભુલાયારે ભાઈ;
કૃષ્ણ કૃષ્ણ મુખથી બોલી, અવળાં ચીર અંગ ધરાયા. ગુ૦ ૧૨
ચાર વેદ હે મહામંત્રમેં, ઉસમે સબ ભેદ સમાયારે ભાઈ;
ચૌદ ભુવન ઓર નવખંડમે, મહામંત્ર પસરાયા. ગુરૂએ. ૧૩
સત્ય જાણ્યા તેણે સબ કછુ જાણ્યા, ઓર જાણુના ન રહ્યારે ભાઇ:
નામ રૂપ ગુણ નાશ કરકે, આપમેં આપ સમાયા. ગુરૂએ. ૧૪
મહા મંત્ર જેસા હમને દુજા, ઓર મંત્ર ન દિખાયારે ભાઇ;
જો કુછ હે સો એહી મંત્રમેં, જીને જો માગ્યા સો પાયા ગુ૦ ૧૫
એંસી શહસ્ત્ર પેગમ્બર કહીએ, મુની સહસ્ત્ર અઠયાશી ગવાયારે ભાઇ;
નવનાથ શિદ્ધ ચોરાશી, મહામંત્રસે પાર પાયા. ગુ૦ ૧૬
નામસેં ગુરૂ નાનક સીધ્યા, પરચા પ્રત્યક્ષ બતાયારે ભાઈ;
બ્રહ્મ દેવકુ શંકરાચાર્ય, મહા વાકય દૃઢ કરાયા ગુરૂએ૦ ૧૭
રામાનંદી નેમાનંદી વલ્લભ, સેજાનંદ સમજાયારે ભાઇ,
આટાઆર પંથ કબીર કહાયા, સો નિરક્ષર મેં સમાયા ગુ૦ ૧૮
નિરક્ષર હે સબકે ઉપર, જગત સબ લખાયારે ભાઇ;
રંગરૂપ કછુ ન દિસે, અકળિત ખેલ રચાયા. ગુરૂએ ૧૯
મહામંત્રસેં મનકું ધોયા, દિલકા દાગ મીટાયારે ભાઇ;
ગંગા જમુના સરસ્વતિ, અડસઠ તિરથ ઘટમેં સમાયા. ગુ૦ ૨૦
પુરણ શ્રદ્ધાસે જો કોઇ સમરે, સો જ્ઞાન સાગમેં નહાયારે ભાઇ:
ચાર પદારથ એહી પાવે, તેજમેં તેજ સમાયા. ગુરૂએ ૨૧
સંત સાધુકા એહીહે રસ્તા, એહીસે સંત કહાયારે ભાઈ;
આપે આપકુ લેવે પીછાની, નિજાનંદ ઉર છાયા. ગુરૂએ. ૨૨
દોઉ કર જોડી **સોમદાસ** કહેતા, મેં સંતોકા દાસ કહાયારે ભાઈ;
સદ્ગુરૂ મુકતાનંદ મલિયા, અગમ પંથ મેં પાયા. ગુરૂએ. ૨૩

# અથ ભકિત મહિમા.

## પેહેલી શ્રવણ ભક્તિ–રાગ ચોપાઇ.

પ્રથમ નમુ સદ્‌ગુરૂકે ચરના, જીનકી કૃપાસે ભવસાગર તરના:
સદ્‌ગુરૂ મો પે કીરપા કીજે, હરિગુણ ગાવા બુદ્ધિ દીજે. ૧
શ્રીમદ્‌ભાગવત શ્રી મુખ ગાવે, પ્રેમલક્ષણાં ભકિત બતાવે;
દશધા ભકિત વેદમેં ગાઇ, શુકદેવ મુનીએ કહી સંભળાઇ. ૨
સુનત પરિક્ષિત પ્રેમ લાઇ. સાત દિવસમેં પારાંગત પાઇ;
દશધાભકિત ભિન્ન ભિન્ન કહું ભાઈ, સુનો હરિજન શુદ્ધ ચિત્ત લાઇ. ૩
પ્રથમ ભકિત શ્રવણ કહાવે, હરિ કથા સુનનકો જાવે:
નાદના મોહ્યા જેમ મૃગ આવે, ચારો પાણી તેને નહિ ભાવે. ૪
ભગારે થાય શબ્દના મોહ્યા, એક સુરતાએ કરી ચિત્ત પ્રોયા;
એવા થઇ કથામાં બેસો જાઇ, ભીંતપર ચિત્ર ન હાલે ભાઈ. ૫
શ્રવણ ભકિત પરિક્ષિતે માણી, સુકદેવ મુનીની સુણી વાણી;
**સોમો** કહે પામ્યા સારંગપાણી, જગમાં નથી વાત અજાણી. ૬

## બીજી કિર્તન ભક્તિ–રાગ ચોપાઇ

કિર્તન ભક્તિ સુણજો ભાઈ, પ્રભુને રીઝવો શબ્દ ગુણ ગાઈ:
ફરિ નહિ આવે અવસર આવો, હરિ ગુણ ગાઇને લેવો લહાવો, ૧
જોર ન પડે જીભને જરીએ, ઉઠત બેઠત રામ સમરીએ:
ગદગદ કંઠે આસું ભરાયે, કૃષ્ણ ગુણ ગાતાં ઉર ઉભરાયે, ૨
તો જાણો હિરદે ભક્તિ આઈ, કિર્તન ભક્તિકા એ લક્ષણ ભાઈ;
કિર્તન ભક્તિ બુજે વિરલા કોઈ, કહે **સોમો** જેને હરિ કૃપા હોઈ. ૩

## ૩ જી સ્મરણ ભક્તિ–રાગ ચોપાઈ.

સ્મરણ ભક્તિ કરે જન કોઇ, જગત આશ જીને દીધી ખોઈ;
મુખથી નામ કરે ઉચ્ચારા, નાભીથી રટે કંઠ દ્વારા.

શ્વાસો શ્વાસમેં રટે ઓહંકારા, ફરી ન આવે તે ગર્ભ દ્વારાઃ
નિશદીન તાર લાગી રહે સોય, ભવસાગરમેં આવે ન ઓઈ. ૨
જેમ નિર્ધનની ધનમાં પ્રીતિ, જેમ કામીને કામની સંગ રીતિઃ
વન મધ્યે જેમ ધેનુ ચરતી, સુરતા વાછરડામાં રહે ફરતી. ૩
દોર ઉપર જેમ નટ ચડે છે, સુરતા વરત ઉપર તે ધરે છેઃ
ઉક્ત એક્ત સમરો ભાઈ, **સોમાએ** સમરણ ભક્તિ કહાઈ, ૪

## ૪ થી પાદ સેવન ભક્તિ–રાગ ચોપાઈ.

ચોથી ભક્તિ સંતોનીરે સેવા, તા ઘર ગંગા જમુના ને રેવાઃ
મન કર્મ વચને કરીએ સેવા, સેવા કરવાથી પામીએ મેવા. ૧
સંત ચરણમાં છે સુખદાઈ, જન્મ મર્ણ દુઃખ જાય વિસરાઈઃ
ગરજુ થઈને રહેવુંરે ભાઈ, આજ્ઞા કરે તે લે શીર ચઢાઈ. ૨
સંત ચરણમાં નીશદીન રહેવે, સંત વચન માન કરી લેવેઃ
યથાશકિત અન્ન વસ્ત્ર દેવું, કહે **સોમો** હોય મોક્ષ પદ લેવું. ૩

## ૫ મી અર્ચન ભક્તિ–રાગ ચોપાઈ.

પાંચમી ભક્તિ અર્ચન કહાવે, સાચો ભાવ ઉરમાં જો આવેઃ
પ્રભુને નિત્ય લાડ લડાવો, ચંદન પુષ્પ ને થાળ ધરાવો. ૧
ભાવ ધરીને આરતી ઉતારો, કૃષ્ણ મૂરતીને ઉરમાં ધારોઃ
પછી કરીએ દંડવત પ્રણામ, એ વિધે રીઝે સુંદરસ્યામ. ૨
ભૂલચૂકની માફીરે માગો, નિષ્કામ કર્મ કરી ફળ ત્યાગોઃ
કહે **સોમો** હરિ કરણા કરશે, ભવસાગરથી સેહજે તરશે. ૩

## ૬ ઠ્ઠી દાસત્વ ભક્તિ–રાગ ચોપાઈ.

દાસ ભક્તિ છે કઠણ ભાઈ, ભક્તિની મુક્તિ લુંડી કહાઈ,
પુરવ પુન્ય ઉદય જો હોવે, દાસ ભક્તિમાં ચિત્ત પરોવે. ૧
હુંપદ ત્યાં લગારે નહિ ચાલે, નિજાનંદમાં અહોનીશ મહાલેઃ
જ્ઞાન હિમાળે જેનું મન ગળિયું, ભવભટકણ તેનુંરે ટળિયું. ૨

એવી ટેક લાવે જન કોઇ, દાસ ભક્તિકા અધિકારી સોઇ;
દાસ ભક્તિકા કોઈ જન ભોગી, કહે **સોમો** તે નર ખરા જોગી. ૩

## ૭ મી વંદન ભક્તિ–રાગ ચોપાઈ.

સાતમી ભક્તિ તો વંદન કહાવે, સંત ચરણમાં શીર નમાવે;
તે જન તો અભયપદ પાવે, જનમ ધરણનો ભય મિટાવે. ૧
અમૃતબુંદ અખંડ ધારા વરસે, આત્મ તત્વ તેનેરે દરસે;
આહું મમતાકું દેવે ટારી, કરે કાલ પર જાઈ સવારી. ૨
આવાગમન પીર તેને નાહી, સત્ય વચન સુણી લ્યો ભાઇ;
**સોમા** જો સદ્‌ગુરૂ મિલ જાવે, કરમ ભરમ સબ દૂર બહાવે. ૩

## ૮ મી સખા ભક્તિ–રાગ ચોપાઇ.

સખા ભક્તિ અષ્ટમી લ્યો જાણી, પુરણ પ્રીત જો હોય પરમાણી.
જળમાં જેમ રહેરે મીન, એમ હરીમાં રહે તદલીન. ૧
પ્રભુને કરે જન પ્રાણથી પ્યારા, એક નિમિષ ન મેલીએ ન્યારા;
મીન રહે જેમ જળમાંહી, પળ એક બાહેર આવે નાંહી. ૨
ચકોર વ્રત્તિ ચંદાકે ચરણમેં, અમૃતબુંદકી આશહે મનમેં,
**સોમા** જન મિલે સદ્‌ગુરૂ રામ, સેહેજે થાયે પુરણકામ. ૩

## ૯ મી નવધા ભક્તિ–રાગ ચોપાઈ.

નવમી ભક્તિ નવધા કહીએ, આત્માનિવેદન તાકુ લહીએ;
નવધા સંસૃતી છેદન કરે, આવાગમનકો સંશય ટળે. ૧
હરિને અરપે તનમન કાય, ભક્તિ વિન પળ ખાલી ન જાય;
અહોનીશ તાળી લાગી રહે, જ્ઞાનાગ્નિમાં કર્મને દહે. ૨
પાપ પરસ તેને ન હોઈ, જળ કમળ રહે નીશદીન સોઇ;
એકમેક થઇને રહાવે, **સોમા** તે અનન્ય ભક્ત કહાવે. ૩

## ૧૦ મી પ્રેમ લક્ષણા ભક્તિ–રાગ ચોપાઇ.

દશમી પ્રેમ લક્ષણા ભારી, ગોપીઓએ વશ કીધા મોરારી;

ભાન ઘરબાર દેહનું ભૂલી, કૃષ્ણ સંગાથે મનમાં ફૂલી. ૧
હરે કૃષ્ણ કૃષ્ણ મુખથી ઉચ્ચારે, અંગે અવળા પેહેર્યા શણગારે:
મોરલીની ધુન સુણી ચાલી, કૃષ્ણ ચરણમાં જઈને મહાલી. ૨
પ્રેમલક્ષણા જેણે ઉરમાં આણી, તે પર રીઝયા સારંગપાણી;
પ્રેમલક્ષણા ભક્તિ જે કરશે, કુળ ઈકોતેર સત્યજ તરશે. ૩
અડસઠ તીરથનું ફળ પાવે, શ્રીમદ્‌ભાગવત શ્રીમુખ ગાવે;
જપતપ તીરથવ્રત કરે જન કોઇ, પ્રેમ ભક્તિ વિન મુક્તિ ન હોઇ. ૪
દેશમી ભક્તિ સુને અરૂ ગાવે, દુઃખ પાપ તેને નજીક ન આવે;
દાસ **સોમો** કહે સ્વર્ગવાસ હોઈ, ભાવથી ગાવે સુનાવે કોઈ. ૫

દુહો.

ભક્તિ પરા તિનકે ઉપરે. મોક્ષકી દાતા જાણ;
સદ્‌ગુરૂ મુકતાનંદ કહે, સોમા તે તું માણ. ૧

**૧૧ મી પરાભક્તિ**—રાગ ચોપાઈ.

અગમ દેશ પરાભક્તિ હોઇ, સતગુરૂ સંત બતાવે સોઈ;
ત્યાં ન પહોંચે વેદની વાણી, ધરણી આકાશ પવન નહી પાણી. ૧
ચંદા સૂરજ તારાગણ નાંહી, રેન દીન નહી ધૂપ કે છાંહી:
બ્રહ્મા વિષ્ણુ મહેશ ન હોઈ, દેવી દેવતા નહિ એક ન દોઇ. ૨
ભકત અભકત નહિ કહાવે. જ્ઞાની ધ્યાની નહિ લહાવે;
ત્યાં નહિ સંશય નહિ અરૂશોકા, ભોકતા ભોગ નહિ દુઃખ ન ધોખા. ૩
સતચિદ આનંદરૂપ હમારા, યું સમજે હોય ભવજલ પારા,
સદ્‌ગુરૂ મુકતાનંદ કહાવે, સોમા જ્યું કા ત્યું સમજાવે. ૪

**ભજન**—રાગ ( સૌનું કરો કલ્યાણ દયાળુ પ્રભુ )

જ્ઞાન કદી ના થાય, ગુરૂ વિના જ્ઞાન કદી ન થાય;
ચોરાશીમાં ભટકાય, ગુરૂ વિના જ્ઞાન કદી ના થાય. ૧
હાથે પોથી પુસ્તક વાંચે, મનના સંશય ના જાય. ગુરૂ૦ ૨

તીરથ વ્રત અપવાસ કરે જો, નિત્ય ગંગામાં નહાય. ગુરૂ૦ ૩
સેવા પુજા કરે નિત્ય કીરતન, વાસના માંહી બંધાય. ગુરૂ૦ ૪
કથા સાંભળી કાનજ ફુટયા, ટીલું કરતાં ઉમ્મર ગમાય. ગુરૂ૦ ૫
દાન પુણ્ય કરે ભલે ક્રોડ, પ્રેમની પ્રિત્ય ન પળાય. ગુરૂ૦ ૬
કાગળ માંહિ અગ્નિ લખિયો, કાગળ ના રે બળાય ગુરૂ૦ ૭
ગુરૂ વિના સાધન શિખ્યો પણ, હુંપદ ઉરમાં ભરાય. ગુરૂ૦ ૮
ચાર વેદ ભણી કરે જા કંઠે, ઝીણી વસ્તુ ન જણાય. ગુરૂ૦ ૯
મનમુખી તું હવે સમજને, સેવને સદ્‌ગુરૂ રાય. ગુરૂ૦ ૧૦
કહે **સામો** મુક્તાનંદ ચરણે, જ્ઞાન વિના ગોથાં ખાય. ગુરૂ૦ ૧૧

**ભજન**–રાગ ઉપરનો.

ગુરૂ કરીને લ્યો જ્ઞાન ઓ મન મારા ગુરૂ કરીને લ્યો જ્ઞાન. ટેક.
બ્રહ્મનિષ્ટ બ્રહ્મ શ્રોત્રીય, હોય બે વિશેષણ વાન. ઓ મન. ૧
તેનો અર્થ જાણે બ્રહ્મનિષ્ટ, મટાડે દેહાભિમાન. ઓ મન. ૨
સતગુરૂના શરણે જઇને, મુકવું, માન ગુમાન. ઓ મન. ૩
ચરણમાં શિર નમાવી બેસવું, વચન સાંભળવાં કાન. ઓ મન. ૪
શાન્ત થઇ સેવા કરતામાં, પુછવું હું તે ગુરૂ કોણ. ઓ મન. ૫
હું કોણ હું આવ્યો કયાંથી, ગુરૂ તેની કરાવો પિછાણ. ઓ મન. ૬
દયાળુ ગુરૂ દયા કરીને, છોડાવે ચોરાશીની ખાણ. ઓ મન. ૭
કોટી જન્મનાં કરમને બાળે. આપે ગીતા ભાગવતનું જ્ઞાન. ઓ૦ ૮
સદ્‌ગુરૂ મુક્તાનંદે કહ્યું, વેદ વચન પરમાણ. ઓ મન. ૯
**સામો** કહે જમ હાથથી છુટે, જો સમજે ગુરૂની સાન. ઓ૦ ૧૦

**ભજન**–( અલબેલી અંબે માત જોવાને જઇએ ) એ રાગ.

ભાગવતની સુણજો વાણ, સજ્જન ચિત્ત ધરી;
ગોપીઓને કરાવ્યું જ્ઞાન, કહે શ્રી કૃષ્ણ હરી ટેક૦
હું છું તુજમાં તમો છો મુજમાં, તમોથી હું નહિ ભીન્નરે;

હું તું બે એકજ છૈએ, જેમ જળમાં મીન. કહે શ્રી૦ ૧
નીજ પતીની સેવા કરવી. જો હોય રૂપ કરૂપરે;
ગાંડો ઘેલો જો હોય માંદો, તેને માની લેવો ભૂપ. કહે શ્રી૦ ૨
પોતાના પતીને મેહેલી, અવરને જો ચહાયરે;
તે નારી હોય ભલે ભકતાણી, નિશ્ચે નરકમાં જાય. કહે શ્રી૦ ૩
પતી સેવામાં તતપર રહેવું, કરવો નહિ કંકાસરે;
સાસુ સસરાનું વચન પાળવું, સંપી કરવો સહવાસ. કહે શ્રી૦ ૪
પરભાતે ઉઠી પતીને પુછવું, શું જમશો હો નાથરે;
નિત્યતણા નિયમ પ્રમાણે, સેવા કરવી હાથ. કહે શ્રી૦ ૫
થોડા માંહી કહી સંભળાવ્યું, વિશેષ ન કહેવાયરે;
વ્યભિચારીને રૂચે નહીં, પતિવ્રતાથી પળાય. કહે શ્રી૦ ૬
પતીવ્રતા ધર્મ પાળ્યા વિના, કલ્યાણ રહ્યું છેટરે;
ભલે ભકતાણી થઇને ભટકે, એમ હરિવર ન ભેટે. કહે શ્રી૦ ૭
મીરાં ગોપીઓનો વાદ લેશે, તે ચોરાશીમાં જાશે રે;
કહે **સોમો** મુકતાનંદ ચરણે, ભવમાં ગોથાં ખાશે. કહે શ્રી૦ ૮

**ભજન**—રાગ બીહાગ.

ગુરૂ પદવી તેને પાઈ, જગતમેં ગુરૂ પદવી તેને પાઇ;
માન અપમાન મેલીને સરવે, હરિ સુરતી મન લાઈ. જ૦ ટેક.
કામક્રોધ મદ લોભ અભિમાના, ત્યાગી સરવે પ્રભુતાઈ;
પરનિંદા પરદારા ત્યાગી, મનની મીટી કુટલાઇ. જગતમેં૦ ૧
આશા તૃષ્ણા દૂર થઇ બેઠી, જગ રચના બિસરાઈ;
કંચન જાણે ધુળ સમાના, સૂપને યાદ ન આઇ. જગતમેં૦ ૨
શિલ સંતોષ વૈરાગમાં પૂરણ સમદમ સાધન પાઇ;
તત્વમસિ મહા વાક્ય ઉચારે, ત્રથા બોલે નાંહી. જગતમેં૦ ૩
સોહં સોહં શબ્દ ઉચ્ચારે, રાત દીન ધુન લાઇ;

મુક્તાનંદ૦ તેજ લગનમેં જ્યોતમેં જ્યોત મિલાઇ. જગતમેં૦ ૪

ભજન-( પદ રાગ કાફી-ઉપદેશી )

જીવ અજ્ઞાની, સાંભળને શીખામણ મુરખ મારી:
કહું હીત કાજે, સત્ય માની અંતરમાં લે તું ધારી. ટેક૦
પ્રભુ ના ભજ્યા નર દેહ ધરી, આણી ખોટામાં પતીજ ખરી:
મહા દુઃખ પામીશ તું મુંઢ મરી, જીવ અજ્ઞાની૦ ૧
તારા માતપિતાને સુત કહાવે, તારાં ભેળાં તેતો નહિ આવે;
તોએ મુરખ તારે મન ભાવે. જીવ અજ્ઞાની૦ ૨
તું ઘર બાર સાચાં જાણી, તેમાં બંધાણો અતિશે પ્રાણી;
ન ઓળખ્યા તે સારંગપાણી, જીવ અજ્ઞાની૦ ૩
તારૂં ધન જોબન સરવે કાચું, જમ પકડી જશે મરડી ડાચું;
કહે મુક્તાનંદ તું માન સાચું, જીવ અજ્ઞાની૦ ૪

ભજન ૧—રાગ ( પરને પીડે તે આપ પીડાશે )

ભકિત કર્યાથી પ્રભુ મારો રીઝે; નિશદીન કામ હવે એજ કીજે:
ભકિત૦ ટેક૦
ધ્રુવે ધ્યાન પ્રભુનુંરે ધરિયું, ત્યારે કારજ સરવેરે સરિયું:
અવિચળ પદ તો તેને જ મળિયું; ભકિત૦ ૧
પિતાનું વેણ પ્રલ્હાદે ન પાળ્યું, વિષ્ણુએ આવીને દુઃખડુંરે ટાળ્યું;
થંભ ફોડીને નરસિંહ રૂપ ધાર્યું. ભકિત૦ ૨
ચંદ્રહાસની સહાયજ કીધી, બાળપણામાં તેની શુદ્ધ લીધી;
વિષ ફેડી વિષયા પરણાવી દીધી; ભકિત૦ ૩
સવાપહોર સેવા સુધન્વા રે કરતો, અશ્વ આવ્યો ત્યાં અરજુનનો
ફરતો: શિતળ કીધો તેલ કઢા ઉકળતો; ભકિત૦ ૪
અંતરજામી અંતરની જાણુ, ભકતવચ્છળ છે ભગવાન;
કહે સોમો ગાવે વેદ પુરાણુ: ભકિત૦ ૫

## ભજન ૨—રાગ ઉપરનો.

પ્રેમને વશ થયા મારા વાલા, બીજા શું જાણે કુબુદ્ધિરે કાલા:
પ્રેમને વશ૦ ટેક૦
કૌરવનાં પકવાન ન જમ્યારે જાણી, વિદુરને ઘેર ગયા ભાવ આણી:
ભાજી લુખી ખાધા વાહાલે વખાણી. પ્રેમને૦
સુદામાને પોતાનારે કીધા, કંચન થાળમાં ભોજન દીધાં:
તાંદૂલ ઝગપીને પાસેથી લીધા, પ્રેમને૦
આચારી અચાર કરી કરી મરતા, મેહેતાજીને ભુદર પાણીરે પાતા:
કરમાનો ખીચડો જગજીવન ખાતા, પ્રેમને૦
કાજી પંડીત પોથીમાં જોતા, વાદવિવાદ કરી આયુષ ખોતા:
હોવનહાર તે સહેજમાં હોતા, પ્રેમને૦
પ્રેમની પ્રીત પાળેજ ન કોઈ, જેને પ્રભુની કીરપારે હોઇ:
કહે **સોમો** જગ જીત્યા સોઈ, પ્રેમને૦

## ૫: રાગ ગરબી.

સમરણ કરીએ શ્રી ભગવાનનું રે, આવ્યો મનુષ્યા જન્મ અવતારજો.
હરીએ દયા કરી દેહ આપીયોરે, ઓળખવા જગ કીરતાર જો સમ૦ ૧
બાળપણામાં કાંઈ સમજ્યો નહીરે, જોબનમાં મોહ્યો ઘરની નારજો;
વ્રદ્ધપણામાં તૃષ્ણા વધી ઘણીરે, આવ્યું દેહમાં દુઃખ અપારજો. સમ૦ ૨
છોકરાં છૈયામાં અળખા થયોરે, મારૂં મારૂં કરી મરે ગુજારજો;
હરિ ભજવાનું ના સુઝીયુંરે, શિરપર તાકી રહ્યો કાળજો. સમ૦ ૩
મારૂં તારૂં કરતાંમાં દેહ પડીરે, કાંઈ લેઈ ચાલ્યો નહિ સાથજો;
લક્ષ ચોરાશીમાં ફરી ગયોરે, ગુરૂ વિના કોણ ઝાલે હાથજો. સમ૦ ૪
માટે ચેતી હવે ચાલજોરે, તારો નર દેહ સફળ થાયજો;
કહે **સોમો** સદ્દગુરૂને સેવતાંરે, તારૂં જન્મ મરણ દુઃખ જાયજો. સમ૦ ૫

## પદ રાગ ધોળ.

સખીરે સંતગુરૂ સંત ઘેર આવિયા,
હું તો લળી લળી લાગુ ગુરૂને પાય. આનંદ મારે મન ઘણો.
સખીરે પુરવનાં પુણ્ય મારે જાગીયાં,
દયા કરી છે દીનદયાળ. આણુંદ મારે મન ઘણો. ૧
ગુરૂએ સમજાવી મુજને સાનમાં;
નામ આપ્યું નિર્ગુણ સોહં. આણુંદ મારે. ૨
સખીરે મંત્ર સાધ્યોરે, મારા કાનમાં;
તત્વમસિ નિર્વાણ પદતે તુજ. આણુંદ મારે. ૩
સખીરે સુતી જાગી મોહ નિદ્રા થકી;
મારૂં ઓળખાયું નીજ સ્વરૂપ આણુંદ મારે. ૪
સખીરે નીશદીન રહું સોહં ધુન્યમાં;
મારી સુરતા ચાલી શુન્ય માંહ્ય. આણુંદ મારે. ૫
સખીરે શુન્ય મંડળની શોભા ઘણી;
કહેતાં મુખથી તો નારે કહેવાય. આણુંદ મારે. ૬
સખીરે વાજાં વાગે ને જોત જગમગે;
રોમ રોમમાં રણકાર થયારે. આણુંદ મારે. ૭
સખીરે સ્વામીનું રૂપ જોઈ રાચતી,
મારા પ્રાણ જીવનની સાથ. આણુંદ મારે. ૮
સખીરે કહે **સોમો**રે કરજોડીને;
મારા ગુરૂએ કરાવ્યાં દરશન. આણુંદ મારે. ૯

## પદ રાગ ધોળ.

સખીરે સતગુરૂ સંતને સેવતાં,
દુઃખ જનમ મરણનુ જાય;
સમાગમ કરીએ સંતનો. ૧

સખીરે મનુષ્યા જનમ મલ્યો તુજને;
હવે હરિ સંગાથે હેત રાખ. સમા૦ ૨
સખીરે સતસંગ કરતાં સુખ ઉપજે:
આવે મનમાં શુદ્ધ વીચાર. સમા૦ ૩
સખીરે પાપકર્મને પરહરી;
પુન્ય કર્મમાં કર નિત પહેલ સમા૦ ૪
સખીરે આવો અવસર ફરી નહી મલે;
સોહંગ રામ રૂદીઆમાં સંભાળ. સમા૦ ૫
સખીરે મહા મંત્ર ગુરૂદેવનો:
હરદમ સાધતાં આનંદ થાય. સમા૦ ૬
સખીરે હરતાં ફરતાં ને બેસતાં;
સુતાં જાગતાં લે હરિનું નામ. સમા૦ ૭
સખીરે જનમ સફળ થાશે તાહરો;
અંતે જમડાનું નહી ચાલે જોર. સમા૦ ૮
સખીરે સંતસમાગમ દુર્લભ દેવને:
તારા રૂદીઆમાં પ્રભુ ઓળખાય. સમા૦ ૯
સખીરે સતગુરૂની સીખ માનજો;
કહે **સોમો** ઉતરશો ભવ પાર. સમા૦ ૧૦

**પદ. ૧** રાગ—ધોળ.

ગુરૂએ બોધ આત્મજ્ઞાન આપીઓ,
મહારા ઉરમાં ઉપન્યો આનંદ. બલિહારી ગુરૂદેવને. ૧
ગુરૂએ કહ્યુંતું પુરણ પરમાત્મા;
સતચિદ આનંદ સ્વરૂપ. બલિહારી. ૨
મહારૂ અખંડ સ્વરૂપ ઓળખાવીયું;
ભાગી અનાદિ કાળની ભુલ. બલિહારી. ૩

ચઢિ બ્રહ્મ ખુમારી ના ઉતરે:
રાત દીવસ થાય સોહંગ જાપ. બલિહારી. ૪
ગુરૂમંત્ર હરદમ સાધતાં:
તનના ટળ્યા ત્રીવિધી તાપ. બલિહારી ૫
દુઃખ જન્મ મરણનું મૂળ ગયું:
થયો જ્ઞાન દિપક પ્રકાશ. બલિહારી. ૬
ટળ્યું તિમિર સર્વસ્વ લાગ્યું સુઝવા:
જ્યાં જોઉં ત્યાં હરિ ભળાય. બલિહારી. ૭
અજર અમ્મર અભય સુખ આવિયું:
જેને વેદ નિરંતર ગાય. બલિહારી. ૮
મ્હારા હ્રદિયા માંહી વહાલો વસ્યા:
હરિ હરિ સ્મરણ નિત્ય થાય. બલિહારી. ૯
હવે ભુલું નહીં નિજ ઠામને:
હરતાં ફરતાં લાગ્યું માહારૂં ધ્યાન. બલિહારી. ૧૦
નિશ્ચયે નિશાન પર મન માહારૂં રહે:
વાયસ ઉડી બેસે નાવના થંભ. બલિહારી. ૧૧
કહે **સોમો!** કૃપા ગુરૂરાયની:
ભવસિંધુ સહેજે તરી જાય. બલિહારી. ૧૨

**પદ.** ૨ રાગ—ઉપરનો.

અખીરે શરણે જઇએ ગુરૂદેવને,
જેથી આત્મ રામ ઓળખાય. સદ્‌ગુરૂને સેવતાં. ૧
અખીરે ભુલ પડી અનાદિ કાળની,
ભુલ ભાગે જીવ દશા જાય સદ્‌ગુરૂ૦ ૨
અખીરે સંત સમાગમ પારસમણી:
પારસ પરસતાં લોઢું કંચન થાય. સદ્‌ગુરૂ૦ ૩

સખીરે ભમરો કીટને ટકોરતાં;
કિટ મટીને ભમરો થાય. સદ્‌ગુરૂ૦ ૪
સખીરે કાષ્ટ ચંદનના સંગથી;
ચંદન સુગંધિ કાષ્ટમાં ભળાય. સદ્‌ગુરૂ૦ ૫
સખીરે સતસંગે રંગ લાગે સહી;
જીવ દશા ટળીને શિવ થાય સદ્‌ગુરૂ૦ ૬
સખીરે સ્વેત વસ્ત્રને રંગ ચડે;
કાળી કામળથી રંગ બગડી જાય. સદ્‌ગુરૂ૦ ૭
સખીરે શુદ્ધ ચિત્ત ગુરૂનો સંગ કરે;
કહે **સોમો** જીવ બ્રહ્મ થાય. સદ્‌ગુરૂ૦ ૮

પદ. ૩ રાગ—ઉપરનો.

સખીરે મન મરકટને વારીએ;
બાહેર ભટકવા ક્યાં જાય. પ્રભૂ છે તારા ઘટમાં. ૧
સખીરે ગુરૂ જ્ઞાન વિના નહી જડે;
મૃગ કસ્તુરી શોધવા વન જાય. પ્રભૂ૦ ૨
ભુલ્યો પડયો માયાની મોહ જાળમાં;
તાહારા ઓકે હરિના ભળાય. પ્રભૂ૦ ૩
લોભી તૃષ્ણામાં તણાઈ રહ્યો;
હરિનાં દરશન કેમ કરી થાય. પ્રભૂ૦ ૪
પાપ કર્મ કુટીલતા દે પરહરી;
દયા ધીરજ શાન્તિ ઉરમાં લાવ. પ્રભૂ૦ ૫
વિવેક વિચાર પુરણ વૈરાગ્યથી;
તાહારા હૃદિયામાં હરિને ગંભાળ. પ્રભૂ૦ ૬
દીલ દર્પણને સાફ કરી દેખજે;
મમતા કુંપદ અભિમાનને કાઢાડ. પ્રભૂ૦ ૭

ઇર્ષા ચોરી જારીને પરનિંદા;
પરધન પરદારા ને ત્યાગ. પ્રભૂ૦ ૮
શુદ્ધ મનથી જો કાયા મંદીરમાં;
હરિ એક પ્રતક્ષ માંય દેખાય. પ્રભૂ૦ ૯
ગુરૂ ગમ લેઇને તું સોધજે;
કહે **સોમો** પ્રભૂ મળશે પાસ. પ્રભૂ૦ ૧૦

**પદ. ૪ રાગ—ઉપરનો.**

હરિ હરિ સ્મરણ કર પ્રાણીઆ,
આવ્યો મનુષ્યા જન્મ અવતાર. સ્મરણ કર રામનું. ૧
અંતે સગું નથી કોઇ કોઇનું;
જોને વિચારી મન માંય. સ્મરણ૦ ૨
જોતાં જોતામાં કંઇક જતા રહ્યા:
કોઈ આજને વળી કાલ સ્મરણ૦ ૩
શહેર ગુજરીની પેઠે સર્વે મળ્યું:
સાંજ પડેને વેરાઈ જાય. સ્મરણ૦ ૪
મુસાફરી કરવા તું આવીઓ:
આજકાલમાં ચાલતું થાય. સ્મરણ૦ ૫
પરૂણાગતે આવ્યો પ્રાણીઆ:
કાયા મુકીને જીવ એકલો જાય. સ્મરણ૦ ૬
આવ્યો તો લેવાને તું લાભને;
લાભ મુકીને ખાદ ખાય. સ્મરણ૦ ૭
લાભ ખાદની ખબર ના પડી:
હીરો મુકીને કથીર વહોરી જાય. સ્મરણ૦ ૮
આવે પુન્ય પાપ તાહારી સાથમાં:
કર્યાં કર્મનાં લેખાં લેવાય. સ્મરણ૦ ૯

આંધી રૂંધીને જમડા લેઈ જશે;
રાજાધર્મને ત્યાં લેખા લેવાય. સ્મરણ૦ ૧૦
મુખથી જવાબ નહીં આવે જીવડાં;
પ્રભુ વિના કોણ સાહાય તારી થાય. સ્મરણ૦ ૧૧
કહે **સોમો** હરિને ભજ ભાવથી;
તાહારૂ જન્મ મરણ દુઃખ જાય. સ્મરણ૦ ૧૨

પદ. ૫ રાગ–લાવણી.

સ્વર્ગ મૃત્યુ પાતાલ લોક સુધી, જુઓ ગુરૂ વીના નહી દાતા;
ખટશાસ્ત્ર શુણ્યા બહુ કાને, ગુરૂ વીના જીવ વહી જાતા. ૧
તિર્થ વૃત કરી બહુ તન તોડયાં, સ્થીર વૃતી મન નહીં થાતા;
ચૈતન્ય ગુરૂએ લગાડયો ચટકો, પરમ ધામ અપરમ પાતા. ૨
પ્રણવ જાપ અજંપા કહીએ, ધ્યાન કરી અનંથ ધાતા;
ત્રિપુટીનો શાક્ષિ પોતે, અખંડ આતમ નિત ગાતા. ૩
અષ્ટ સિદ્ધી નવ નીધી સમાધિ, લાલચમાં વૃતિ લાતા;
સતચિદ્ આણંદ સદ્ગુરૂ સ્વામી, શિર વીના બ્રહ્મ સુખ સાતા. ૪
નિર્ગુણ નાથ સકલ જગ ભરયા, ગુરૂગમ જ્ઞાને સમજાતા;
કેવળ બ્રહ્મ અગોચર પાયા, નામ રૂપ ગુણ નહીં થાતા. ૫

પદ. રાગ–ધોળ.

સતગુરૂ સહાય કરો એકવારરે,
મારો છે મુરખનો અવતારરે. ૧
પથ્થર કરતાં કઠણ હૈયું છે મારૂંરે,
તેમાં હરી નામ ન ભેદે તમારૂંરે. ૨
મારાતો મનની વાતો છે વાંકીરે,
સતગુરૂએ પથ્થર નાખ્યા ટાંકીરે. ૩
ટાંકીને મારગ મુક્તા કીધારે,

સતગુરૂએ મંત્ર અનોપમ દીધારે. ૪
આતમ જ્ઞાન વિના ઘટ સુનુંરે,
સગપણ શોધીને કહાડજો જુનુંરે. ૫
તુંતો જીવ જાગીને જોને વિચારીરે,
મુવા પછી મુક્તિ ક્યાં થશે તારીરે. ૬
એવી છે દાસ હરીની વાણીરે,
પ્રભુને તમે રૂદીયામાં લેજો જાણીરે. ૭

**ભજન** પદ.—રાગ—ગરબી.

હરી વેણુ વાય છે રેહો વનમાં, તેનો મોહ લાગ્યો છે મારા તનમાં:
ચીતડામાં ચટપટીરે હો લાગી, જીવણ જોવાને હું જાગી. હરી૦ ૧
રસિયાજીનેરે હો રાગે, વ્યાકુળ કીધાં છે વૈરાગે:
ગતમત ભુલીરે હો ગ્રેહેની, વનમાં બંસી વાગી વ્રેહની. હરી૦ ૨
ધીરજ ધરીયાંરે હો ધ્યાને, કાકણુને પર પહેર્યાં કાંને:
સંથે કાજળરે હો સાર્યાં, ઘરનાં બાળકને વિસાર્યાં. હરી૦ ૩
પ્રીતમ પરવશરે હો કીધાં, લજ્યા લોપી મન હરી લીધાં:
કંઈ કંઈ વાર્યાંરે હો કંથે, પ્રભુજીને મળવા ચાલ્યાં પંથે. હરી૦ ૪
ત્રિભોવન નિરખ્યારે હો તમને, અંગમાં આનંદ વાધ્યો અમને:
વાલમ જોયારે હો વનમાં, મીરાંબાઇ મહાસુખ પામ્યાં મનમાં. હરી૦ ૫

પદ. ૨ રાગ—ગરબી.

જનમ સુધારોરે મારો, વાલો નટવર નંદ દુલારો:
કરૂણા આવીરે હો કીધી, ભવજળ બુડતાં ઉગારી લીધી. ૧
મુજપર અઢળકરે હો ઢળીયા, કરૂણા કરી ઘેર એકાં મળિયા:
મન દ્રઢ કર્યુંરે હો મોરારી હવે હું થઇ રહી જગથી ન્યારી. ૨
આનંદ ઉરમાંરે ભારી, શીરપર ગાજે શ્રી ગીરધારી;
નીરભે નોબતરે હો વાગી, બાઇ મીરાં કહે મારી ભ્રમણા ભાગી. ૩

## પદ. ૩ રાગ—ગરબી.

ભ્રમણા ભાંગીરે હરિઆની, નથી એ કોને વાત કહ્યાની:
વીતી હોય જેનેરે હો જાણે, અણસમજ્યો મન ફાંફાં આણે: ૧
જે રસ મુનીવરરે હો માણે, વાલે મારે સુગમ કર્યા આ ટાણે.
પ્રેમીજનનેરે હો પ્યારો, મુજને મળીયો નંદ દુલારો. ૨
મહારસ મુજનેરે હો આપ્યો, સંશય ભ્રમ સમળો કાપ્યો:
મીરાં બાઈનારે હો સ્વામી, હવે હું તે મહાસુખને પામી. ૩

## પદ. ૪ રાગ—ગરબી.

મહા સુખ જેનેરે આપ્યું, જેણે સંકટ જનમ દુઃખ કાપ્યું:
પુન્ય પુરવનાંરે મળીયાં, મળતાં તાપ ત્રદેના ટળિયા. મહાસુખ૦ ૧
દરશન દુર્લભરે પામી. હવે મારી સકળ વેદના વામી:
આનંદ ઉરમાંરે ભારી, હવે હું ના રહું કોઈની વારી. મહાસુખ૦ ૨
હરીસંગહેતેરે બંધાણી, હવે મુજને નગમે બીજી વાણી:
અખંડ હેવા તણુરે દીધું, બાઈ મીરાંનું કારજ સીધ્યું. મહાસુખ૦ ૩

## પદ. ૫ રાગ—ગરબી.

બાંહે ગ્રહી છેરે વાલે, કરૂણા કરી નટવર નંદલાલે:
હવે નહી કોઈનીરે ઓશીઆળી, શીરપર વીઠ્ઠલવર વનમાળી. ૧
ભવ ભ્રમાનારે સ્વામી, મુજને મળીઆ અંતરજામી;
ઘેરઘેર લોકડાંરે કહે છે, મહેણું નંદકુવરનુ દેછે, ૨
લાજ મુકીરે હો રાણી, એવું બોલે લોક અજાની:
કોઈ વાતનીરે નહી ખામી, બાઈ મીરાંના અંતરજામી. ૩

## ભજન—રાગ (સૌનું કરો કલ્યાણ દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ)—એ રાગ.

સતસંગત છે સાર, જગતમાં સત સંગત છે સાર;
સતસંગત સુખ સેજમાં આવે, તેનો કદી ન નાશ થનાર. જ૦ ૧

સતસંગતે કરી સંશે જાયે, મટે મન તણારે વિકાર. જા૦ ૨
સતસંગત કરી ભૂલજ ભાગે વાસનાનો ક્ષય કરનાર જા૦ ૩
સતસંગતે વિવેક વિચાર આવે, જ્ઞાન વૈરાગ લાવનાર. જા૦ ૪
સતસંગત ગંગાથી અધિક છે, દીલ કેરા દાગ ધોનાર. જા૦ ૫
સતસંગતે પાપ પળમાં પળાએ, ક્ષણુ એક લાગે ન વાર. જા૦ ૬
સતસંગતે પરમાનંદ પામે, વામે દુઃખ અપાર. જા૦ ૭
સતસંગત કરી જીવ બ્રહ્મ થાય, બેસે કાળપર થઈ સવાર. જા૦ ૮
સતસંગ વિના સઘળે દુઃખ છે, તેમાં સુખ ન મળે લગાર. જા૦ ૯
સતસંગ કરશે તે ભવજળ તરશે, છુટે જમ કેરા માર. જા૦ ૧૦
કહે **સામો** મુક્તાનંદ ચરણે, સતસંગથી મોક્ષ દ્વાર. જા૦ ૧૧

## **ભજન**—રાગ ઉપરનો.

ભક્તિહીણાનો ભાર, જગતમાં ભક્તિહીણાનો ભાર. ટેક.
ભક્તિ વિના જે નર જીવે, ધિક્ક પડયોરે અવતાર, જ૦ ૧
સેવા પૂજા સ્મરણ ન કીધું, તે ખાશે જમનો માર, જ૦ ૨
સંત સભામાં કદી ન બેઠો, અધમ જાત ચંડાળ. જ૦ ૩
પરનું રૂડું દેખી દીલમાં દાઝે, ઘર ખુણે જઈ રોનાર. જ૦ ૪
સાધુ સંતની નિંદા ભાવે, તૃષ્ણા ઉરમાં અપાર. જ૦ ૫
વાટે ઘાટે લઢતો હીંડે, ઠરી ન બેસે લગાર. જ૦ ૬
દુર્જનનો સંગ કર્યાથી, દુઃખ આવે તતકાળ. જ૦ ૭
કહે **સામો** ભક્તિ વિના, પડે નર્ક મોઝાર. જ૦ ૮

## **ભજન**—( રાગ ઉપરનો )

નામ તણો આધાર, કળિજુગમાં નામતણો આધાર:
હરિ ભજી ઉતરો પાર, કળિજુગમાં નામ તણો આધાર. ટેક.
નામ પ્રતાપે પતિત ઉદ્ધારે, જીવન જગદાધાર. કળિ૦ ૧
નામે અજામેળને વૈમાન આવ્યું, જમ હાથ લિનો ઊગાર. કળિ૦ ૨

નામે ગુણકા સ્વધામ પામી, અધમ અતિ અપાર. કળિ૦ ૩
નામે ગજને હરિએ છોડાવ્યો, ગરૂડ થયા અસવાર. કળિ૦ ૪
નામે દ્રુપતીનાં ચીર પુર્યાં, ભરી સભા મોઝાર. કળિ૦ ૫
નામે કોટી અધમ ઉધરીયા, સેજે તર્યારે સંસાર. કળિ૦ ૬
નામસ્મરણમાં મન રહે લાગ્યુ, તેને શુ કરે જમકાર. કળિ૦ ૭
કહે **સોમો** મુક્તાનંદ ચરણે, હરિ ભજેથી બેડો પાર. કળિ૦ ૮

## ચોપાઈ.

ગુરૂ સમ દાતા ન કો મેરે ભાઇ, મુક્તિનો મારગ દીઓરે બતાઈ.
ગુરૂ બિન મિટે નહી આપનારે આપા, જેસે રજ્જુમે ભાસત સાપા. ૧
ગુરૂ બિન જ્ઞાન હિરદે નહી આવે, જેસે કસ્તુરી મૃગકુ ભુલાવે;
ગુરૂ બિન ગજ છાયાસે લડીયા, ગુરૂ બિન કેસરી કુપમે પડીયા. ૨
ગુરૂ બિન શ્વાન કરત બહુ પેખા, મંદિર એક કાચકારે દેખા;
જ્યાં જુવે ત્યાંહાં અપનીરે છાયા, ભસત ભસત સારા જનમ ગુમાયા. ૩
ગુરૂ બિના સુવા પિંજરમેં બંધા, ગુરૂ વિના કપિલ ચ્રટ જુરા ફંદા;
કહત કબિર ભરમત સંસારા, ગુરૂ બિના કેસે ઉતરોગે ભવપારા. ૪

## **ભજન** બિહાગ રાગ.

હરિ વિમુખકો સંગ તજ મન, હરિ વિમુખકો સંગ ટેક. ૧
જાકી સંગતે કુબુદ્ધિ ઉપજત, પાડત ભજનમેં ભંગ; તજ૦ ૨
શાકુટકું કયા કથા સુનાવે, મુરખ મોડે ન અંગ; તજ૦ ૩
પાશાણ પાણી બાણુ ન ભેદે, નિત્ય કરે સતસંગ; તજ૦ ૪
કાગકું કયા કપુર ચુગાવત, સ્વાન નાહવત ગંગ; તજ૦ ૫
ખરકું કયા અગરકો લેપન, મ્રકટ આભુષણ અંગ; તજ૦ ૬
વસીયલકું પયપાન પીલાવત, વિખ ન તજે ભોરીંગ; તજ૦ ૭
સુર કહે પ્રભુ કાલી કામલીએ, ચડે ન દુજો રંગ; તજ૦ ૮

**ભજન ૧** ( જુના ધરમ લ્યો જાણી મારા સંતો જુના. ) એ રાગ.

તારો ભરોંસો મને ભારે, વિશ્વંભર તારો ભરોંસો મને ભારીરે હેજી:
ભાગ્ય બડા જેને સદ્‌ગુરૂ મળિયા, ભક્તિ કરેથી ભય ટાળી. વિ. ૧
રામ ભજન પ્રલ્હાદજી કરતા, પિતાએ દુ:ખ દીધું ભારીરે હેજી;
બળતા થંભે બાથ ભિડાવી, પ્રગટયા નરસિંહ રૂપધારી. વિ. ૨
હિરણ્યાકસ્યપને નખે વધેર્યો, પ્રલ્હાદ લીધો ઉગારીરે હેજી;
શરણ પડયાને તુંહી બચાવે, દુ:ખભંજન સુખકારી. વિ. ૩
નરસિંમહેતાને હારજ આપ્યો, મંડળીકે કેડો લીધો જ્યારેહેજી;
કુંવરબાઇનું પુર્યું મામેરૂં, ભૂધર થયા વેહેપારી. વિ. ૪
બાઇ મીરાંપર રાણોજી કોપ્યો, નામ જપતાં ગિરધારીરે હેજી;
ગિરધરલાલજી વહારે ચઢિયા, રંગભેર રમ્યા મોરારી. વિ. ૫
રોહીદાસની પાત્રી લીધી, નાત જાત ન ભાળીરે હેજી;
પ્રેમને વશ તું થયો પાતળિયા, કાજી પંડીત રહ્યા પોકારી. વિ. ૬
સેના ભગતને સનમુખ રહીને, નાઇ થયા વનમાળીરે હેજી;
અનેક ભક્તોનાં કારજ સુધાર્યાં, અકળિતલીલા તારી. વિ. ૭
દાસનો દાસ **સોમો** કહે, હરી ભજો નરનારીરે હેજી;
પ્રિત્યો જેણે પ્રભુ સાથે જોડી, લાજ જતાં નથી ભાળી. વિ. ૮

**ભજન ૨ જું.**–રાગ ઉપરનો.

સાચો ભરોંસો મને તારો, હરિવર સાચો ભરોંસો મને તારોરે હેજી:
બાનાની જો લાજ જશે તો, કોણ જપશે જાપ થારો. હરિવર. ૧
કાળુ ભાઇએ બાનું લીધું, અઘોર પાપ કરનારોરે હેજી;
બાનું દેખીને ભુપતિ નમિયો, નમિયો સંગાથ સારો. હરિવર. ૨
અજામેલ હતો મહા પાપી, અંતે નામ ઉચાર્યોરે હેજી;
મરતી વેળાએ નારાયણ કહેતાં, જમ હાથથી ઉગાર્યો. હરિવર. ૩
ગુણકા પોપટને રામનામનો, અભ્યાસ કરાવતી સારોરે હેજી;

કરણી સામું જોયું નહીને, અધમને ઓધારો. હરિવર. ૪
સજના કસાઇને સુખજ આપ્યું, ગર્ભવાસ નિવાર્યોરે હેજી;
નામદેવની ગાય જીવાડી, જગમાં જાહેર થનારો. હરિવર. ૫
ધના ભગતે ધીરજ આણી, હરિ થયા રખવાળોરે હેજી;
અધરાતે છોડાવીને લાવ્યા, મહેતાજીનો કેદારો. હરિવર. ૬
ભાવ ધરીને કરમા બાઇનો, આરોગ્યા ખીચડો સારોરે હેજી.
દાસનો દાસ **સોમો** કહે પ્રભુ, બાનાનું બિરદ સંભારો. હરિવર. ૭

**ભજન ૧**–( પરને પીડે તે આપ પીડાશે. એ રાગ. )

રામકૃષ્ણ રામકૃષ્ણ રામકૃષ્ણ ગાવો,
ફરીફરી નહિ આવે અવસર આવો, રામકૃષ્ણ. ૧
રામનામ પ્રતાપે શિલ્યા જલ તારી, રામનામ ભજો સૌ નરનેનારી:
સુડાને પઢાવત ગુણકા ઓધારી, રામ૦ ૨
રામને ભજતાં પ્રલ્હાદ ઉગાર્યો, બળતી જ્વાળાથી બાહેર કાડ્યો;
હિરણાકસ્યપુને નરસિંહે માર્યો, રામ૦ ૩
રામ નામ નારદ મુનીએ ગાયા, પાર્વતિને માહાદેવે સુણાયા;
રામ મહામંત્ર વાલ્મીકે પાયા, રામ૦ ૪
નામે શીરગુણ થયા ગીરધારી, ભક્તવત્સલ છે દેવ મોરારી;
ધર્મ રક્ષણ કારણ નર તનુ ધારી, રામ૦ ૫
યુગયુગમાં પ્રભુલે અવતાર, દુષ્ટ સંહારી ઉતારે ભોમી ભાર.
સંત સાધુ તણા રામ રખવાળ, રામ૦ ૬
ગીધને દર્શન દઇને ઓધાર્યો, પોતાનો કરી સ્વધામ પોચાડ્યો;
વિભીષણને રાજ્યાસન બેસાડ્યો. રામ૦ ૭
શવરીને દર્શન દીધાંરે રામ, સમરણ કરતી આઠોરે જામ;
એઠાં બોર ખાધાં શ્રી ઘનસ્યામ, રામ૦ ૮
જનક સનક સૌ નામના ઉપાસી, શેષ બ્રહ્માદિક સમરે અવિનાશી;
દાસ **સોમો** હરિ નામનો પ્યાસી, રામ૦ ૯

**ભજન ૨**–( પરને પીડે તે આપ પીડાશે એ રાગ. )

કળિજુગમાં હરીકીર્તન કરવું, શ્રીકૃષ્ણ ભજીને ભવસાગર તરવું, ટેક.
કળિજુગમાં. ૧
હરીકથા નિત્ય કીર્તન જ્યાં થાય, તે ઘર મંદિર પવિત્ર કહેવાય;
અડસઠ તીરથ ત્યાંહાં સમાય, કળિજુગ૦ ૨
શ્રીમુખ ભાગવતમાં એમ ગાય, સત સંગતમાં જે નિત્ય જાય;
જીવ મટીને શીવ તે થાય, કળિજુગ૦ ૩
સતસંગે શુભ વિચાર આવે, જીવન મુક્તિનું તે સુખ પાવે;
આત્મારામ જો ઉરમાં ભાવે, કળિજુગ૦ ૪
મનુષ્યા દેહનો એ છેરે લાવો, સંત સમાગમમાં તમે જાવો;
ગોવીંદ ગુણ અહોનીશ ગાવો, કળિજુગ૦ ૫
જપતપ તીરથ વ્રત જે કહાવે, હરી નામ સમાન તે ન આવે;
ભટકી ભટકીને આયુષ ગમાવે, કળિજુગ૦ ૬
જે કોઈ હરીનું ભજન કરશે, ભવસાગરથી સહેજે તરશે;
દાસ **સોમો** કહે હરી તેને મળશે, કળિજુગ૦ ૭

**ભજન ૬**–( પુરી જેને ગુરૂ સંગાથે પ્રીત ) એ રાગ.

જેને કીયા સદ્‌ગુરૂકા સંગ, તીનકા ભાગ્ય બડાહે;
પૂર્વ પુન્ય ઉદય જો હોવે, તીનકા ગુરૂ સંગ ચિત્ત પ્રોવે;
તન મનકા સંશય સબ ખોવે, કરે કામનાનો ભંગ. તીનકા. ૧
ચતુષ્ટ સાધન સેજે મિલ આવે, વિવેક વૈરાગ મનમાં ભાવે;
જ્ઞાન હિમાળેમેં ગળિ જાવે, જો હોય નિત્ય સત્સંગ. તીનકા. ૨
ભૂલ ભીન્ન ભ્રમણા ભાગે, અખંડ જ્યોત અનુભવ જાગે;
અંતર સેજ સમાધી લાગે, ઝીતે સત્વર જંગ. તીનકા. ૩
કહે **સોમો** નિત્ય સત્સંગ કરશે, ભવસાગરથી સેજે તરશે;
પરમાનંદ પાસમાંથી મળશે, લાગે હરિ શું રંગ. તીનકા.૪

## ભજન ૨–( રાગ ઉપરનો ).

શૂરા હશે કોઇ શિષ્ય, તે પુરા ગુરૂ સેવેગા. ટેક.
શૂરા જેમ સંગ્રામ ચઢે છે, શિર પડે પણ ધડ લડે છે;
ઝટક સામા તે ઝીલે છે, સત્સંગ કરે અહોનીશ. તે પુરા૦ ૧
ભાવ પ્રતિવ્રતાનો ભારી, અનેકમાં હોય કોઇ એક નારી;
નીજ પતિવિન અવર ન નિહાળી, એમ નિત્ય પદ પ્રીછ. તે પુરા૦ ૨
શૂરા હોય તે સન્મુખ લડશે, કાયર નર તે પાછા પડશે;
લક્ષ ચોરાશીમાં તે રડવડશે, કામ ઠરે ન નિમિષ. તે પુરા૦ ૩
કહે **સોમો** પ્રીત ગુરૂ શું કીજે, પ્રેમ સુધારસ સેહેજે પીજે;
સદ્દગુરૂ મુક્તાનંદ રીજે, ઓળખાયા જુગદીશ. તે પુરા૦ ૪

## ભજન ૩–રાગ ( ઉપરનો )

હોય સમદ્દષ્ટિ જે સંત, તેવા સદ્દગુરૂ કરવા; ટેક.
બ્રહ્મ નિષ્ટ હોય વેદ વક્તા, પરમ વિચાર માન ભવ મુક્તા;
દયા ક્ષમા સંતોષ સયુક્તા, શાન્તિ પામે જંત, તેવા. ૧
પાંચ દશ ઇંદ્રિ જેણે જીતી, ચિત્તમાંથી ત્યાગી અનીતિ;
વિવેક વૈરાગ્ય નિદધ્યાસન પ્રીતિ, તે સ્વરૂપ છે ભગવંત. તેવા. ૨
સુખ દુઃખને સમ કરી જાણે, માન અપમાનમાં મનનામાને;
પક્ષપાત રહિત મત ન તાણે, એ રેણીમાં રહંત. તેવા. ૩
કહે **સોમો** એવા સદ્દગુરૂ કીજે, મુક્તાનંદ ચરણમાં રહીજે;
તનમન ધન ત્યાં અરપિ દીજે, એમ વદે સંત મહંત. તેવા. ૪

## પદ. ૧ ( હાંરે ચાલો ડાકોરમાં જઈ વશીએ ) એ રાગ.

હાંરે માથે નગારાં મોતનાં વાગે, મુરૂખ સુતો શું ન જાગેરે. ટેક.
જોતજોતામાં કંઇક રહ્યા જાતા, જોને તારી નજરો આગેરે. માથે.
જાયું તેતો સરવે જવાનું, ખોટી આશ ઉગરવાની રાખેરે, માથે.
દેવ ગાંધર્વ ને રાક્ષસ મુની, જોગી ભોગી સહુ ભાગેરે. માથે.

નથી રહ્યું કોઇ નથી રહેવાનું, કાળ સૌનો ભોગ માગેરે. માથે.
અકળિત લીલા અવિનાશીની, જગત બાંધ્યું એક ધાગેરે. માથે.
કહે સામો આતમરામ રેહેવાના, બીજું અગ્નિમાં લાગેરે. માથે.

પદ. ૨–( રાગ ઉપરનો. )

હાંરે એક રામનામ છે સાચું, બીજું જાણજો સરવે કાચુંરે. ટેક.
રામ નામ જેણે ન લીધું, તેનું જમ ભાગશે ડાચુંરે. એક. ૧
રામ નામનો મહિમા મોટો, નિશદીન જો તું રાચુંરે. એક. ૨
રામ નામથી પથ્થર તરિયા, વેદ પુરાણમાં વાંચુંરે. એક. ૩
રામ રીઝશે એણીપેરે **સામા**, જો ગુણ ગાઈ નાચુંરે. એક. ૪

પદ. ૩–( રાગ ઉપરનો. )

હાંરે હરી ભજન કરોને પ્રાણી, આવો અવસર રૂડો લે જાણીરે ટેક.
ધન જોબન સુત દારા તારી, એ માયા જાળ બંધાણીરે. હરી. ૧
અંતસમે કોઈ કામ ન આવે, એકલું જાવું છે લે જાણીરે. હરી. ૨
રળી રળીને ધન ભેગું કીધું, એ પાપની પુંજી ભરાણીરે. હરી. ૩
ન ખાધું ન પુણ્યજ કીધું, મિથ્યા ગર્વ કરે અભિમાનીરે. હરી. ૪
અંતે અહીંનું અહીંજ રહેશે, સાથે નહિ આવે કોડી કાણીરે. હરી. ૫
દાસ **સામો** કહે રામ રટણ કર, છુટે ગર્ભવાસ ખાણીરે. હરી. ૬

પદ ૪–( રાગ ઉપરનો )

હાંરે તેં દેહ ધરી છે નર તરવા, હરી ભજીને પાર ઉતરવારે. ટેક૦
પ્રભુનો ઉપકાર જને વિચારી, કેમ રસ્તે લાગ્યો રમવારે. તેં દેહ.
ચરણ આપ્યા ચાલવા સારૂ, કર આપ્યા સેવા કરવારે. તેં દેહ.
હરી કથા સાંભળવાને કરણ, રસના આપી રામ રટવારે. તેં દેહ.
ઈશ્વરે આપી છે તુજને બુદ્ધિ, નેણ આપ્યાં સંત નિરખવારે. તેં દેહ.
ઉદક અન્ન ખાવા પ્રાણજ આપ્યો, સુરતાએ પ્રભુ ધ્યાન ધરવારે તેં દેહ.
દાસ **સામાના** સ્વામીને, વીસારી કેમ બેઠો ડાંઝક ભરવા. તેં દેહ.

### પદ. ૫–( રાગ ઉપરનો )

હાંરે હરિ ભજન કરને અભાગી, આ અવસરમાં જોને જાગીરે. ટેક.
મિથ્યા સુખ જોઈ મુઢ શું ફૂલે, ભોગ દેખીને થયો રાગીરે. હરિ ૧
કુટુંબ કબિલામાં તું ગુંથાયો, માયા બંધનથી શક્યો ન ભાગીરે. ૨
રાત દિવસ તાંણ્યું ઘરનું તરીકું, હરિ નામની લેહ ન લાગીરે. ૩
કાળ આવીને ઝડપ ઝાલશે, હાડ નાખશે તારાં ભાગીરે. હરિ ૪
તે વેળા કોઈ છોડાવવા નાવે, માત પિતા દેશે ત્યાગીરે. હરિ ૫
દાસ **સોમો** કહે ચેત મુરખા, ભજી લે પરમ સોહાગીરે. હરિ ૬

### પદ. ૧–( ચાલો ડાકોરમાં જઈ વશીએ ) એ રાગ.

હાંરે રામકૃષ્ણ ભજને નરનારી, કરો અમરવર સાથે યારીરે. રામકૃષ્ણ૦ ૧
દશ માસ ઊંધે મુસ્તક ઝુલ્યો તે દહાડા કેમ દિધા વિસારીરે. રામ૦ ૨
ચંદ્ર સુરજની દીધી સાક્ષી, લીધી જમે જમાની તારી. રામકૃષ્ણ૦ ૩
માયા આવરણે ગયો તું ભૂલી, દેખી ધામ સુતને નારીરે. રામકૃષ્ણ૦ ૪
દીનાનાથે દયા કરીને, છોડાવી નર્કની કયારીરે. રામકૃષ્ણ૦ ૫
મોરારીએ મહેર કરીને, આપ્યો મનુષ્યા અવતારીરે. રામકૃષ્ણ૦ ૬
શું બોલ્યો તો ને શું પાળ્યું, હરામી કેમ બેઠોવીસારીરે. રામકૃષ્ણ૦ ૭
અંતે જમડા લઇ જાશે, મુદગરના માર મારીરે. રામકૃષ્ણ૦ ૮
રામ ભજને **સોમા** શ્વાસોશ્વાસે, છુટે કાળની કરાળીરે. રામકૃષ્ણ૦ ૯

### પદ. ૨–( રાગ ઉપરનો )

હાંરે હજુ લાજ તુને ન આઈ, કેટલું કહે સંત સમજાઈરે. હજુ૦
અનેક જન્મ તું ભમ્યો અવનિમાં, તોએ વિષયમાં રહ્યો વિંટાઇરે.
ઝાડ પહાડ જડ રૂપ થયો તું, તારાં કષ્ટ ન જાય કહાઇરે. હજુ૦ ૨
ઉંટ થઇને ખાધા બહુ કાંટા, અણતોળ્યા ભાર ઉંચકાઇરે. હજુ૦ ૩
અજ થઇને કસાઈના હાથે, અનેકવાર રહ્યો કપાઇરે. હજુ૦ ૪
ખર થઇને બહુ ગુણો ઉપાડી, ડફણાનો માર ખાઇરે. હજુ૦ ૫

પેટપુર ખાવા નહિ પામ્યો, કુંભાર કરી લે કમાઇરે. હજુ૦ ૬
સ્વાન થઇને શેરીએ શેરીએ, ચાટચો ચાટી ખાઇરે. હજુ૦ ૭
હાડ હાડ કરીને સહુ હાંકે, માર મારે લાકડી લાઇરે. હજુ૦ ૮
શુકર થઇને વિષ્ટા બહુ ખાધી, કાચમાં રહ્યો લપટાઇરે. હજુ૦ ૯
લક્ષ ચોરાશી ફર્યો એણી પેરે, તોહે થાકચો ન દેહ ધરાઇરે. હજુ૦ ૧૦
દાસ **સોમાના** સ્વામીને ભજી લે, ગર્ભવાસ છુટે જાઇરે. હજુ૦ ૧૧

પદ ૩—( રાગ ઉપરનો. )

હાંરે રામકૃષ્ણ મુખથી કહેવું, બીજું બકવું મુકી દેવુંરે. રામકૃષ્ણ. ૧
જે કોઈ બોલે વેણુજ કડવાં, દુરિજનનું વચન સહેવુંરે. રામકૃષ્ણ. ૨
સુખને દુઃખ આવી પડે તો, સમાન કરી લેવુંરે. રામકૃષ્ણ. ૩
શ્રી રામકૃષ્ણનું ભજન કરીને, આણંદ મનમાં રહેવુંરે. રામકૃષ્ણ. ૪
ભક્ત ઉધારણ છે શ્રી હરી, દ્રઢ નિશ્ચે કરી લેવુંરે. રામકૃષ્ણ. ૫
દાસ **સોમો** કહે પ્રભુને ભજતાં, ના રહે લેવું દેવુંરે. રામકૃષ્ણ. ૬

**ભજન ૧**—રાગ ( દેખાદેખી તમે મત કરો ભાઇરે )

ભટકેલ મનવાને કેઈ પેરે વારૂરે, ઠરિ ન બેસે ગુરૂ એક ઠેકાણેજી;
અનેક જનમનુંરે એતો છે ભમતું, સંત શબ્દ ન સુણે કાનેજી. ભ૦
કામ ક્રોધ અને લોભનું ભરિયુંરે, આત્મજ્ઞાન એના હિરદે નાવેજી;
આશાને તૃષ્ણાના પુરમાં વહ્યું જાય, વિષયા ભોગ તેને બહુ ભાવેજી.
અમૃત ઢોળી એતો વિખડાં પીવેરે, તિરથ વતમાં જઇ ધાવેજી;
તેને તોરે કાંઇ ભવ દુઃખ ન જાય, ઉલટોરે સંસાર આવેજી. ભટકેલ૦
ગુરૂ વિના જ્ઞાન હિરદામાં નાવેરે, જે જન અનેક દેવ જઈ પુજેજી;
સ્વાન કરડે હાડકું ને લોહી ચુશે મુખનું, મુરખને તો કાંઇ ના સુજેજી.
નિસ્પ્રહી જો સંતજ મળેરે, અથર મનવાને થીર થાપેજી;
પદ પરખાવીને બીજક બાળે, જરા મરણનું બંધન કાપેજી, ભ૦
નિશ્ચે વિના તો હરી નહિજ મળેરે, વેદ શ્રુતિ એમ ગાવેજી;
કહે **સોમો** મુક્તાનંદ ચરણે, કોઈ વિરલા પરમ પદ પાવેજી. ભ૦

**ભજન** ૧ (ચૈતન દડી રમત હાથ ચઢી) એ રાગ.

હરિજન સમરી લ્યો શ્રીહરી, અવસર આવો નહી આવે ફરી ફરી ટેક.
વિવેક વિચારીને ચાલજોરે, દુરમતી પરહરી;
મિથ્યા કામના ત્યાગ કરીને, અંતર દ્રષ્ટિ લ્યો કરી. હરિ૦ ૧
અવિનાશીને ઓળખી લેવા, એ સમજણ છે ખરી;
ઇંદિયામાંથી અંધકાવ કાઢો, દ્વૈતભાવ દૂર કરી. હરિ૦ ૨
દેહાન બુદ્ધિ મુકી દઇને, શુદ્ધ ચૈતનમાં ચિત્ત લે ધરી;
અહંકાર અભિમાન વણસાડો, જાય કાળનો ભય ટળી. હરિ. ૩
ત્રણ ગુણના પાર જાવું, શું બેઠો આળસ કરી;
ચાંપ કરીને ચેતી લ્યો, કાયા પળમાં જાશે પડી. હરિ. ૪
જનમ મરણને ટાળવા, નીજ પુરૂષારથ છે બળી;
હું કોણ ને ક્યાંથી આવ્યો, તેની ખોજ લેજો કરી. હરિ. ૫
મનુષ્યા દેહનું એ કર્તવ્ય છે, બીજી સાધના મેલો પરી;
સદ્‌ગુરૂને શરણે રહોતો, જાય સંશય શોક ટળી. હરિ. ૬
**સોમાને** ગુરૂ મુક્તાનંદ મળિયા, અહં મમત્તા થઇ પરી;
હરતાં ફરતાં આનંદ ઉપજે, જીવ શીવ ભેદ ગયા ટળી. હરિ. ૭

પદ ૧–(ચાલો ઠાકોરમાં જઇ વશીએ) એ રાગ.

હાંરે હવે કોણ થાએ બાવા, ઘેર બેઠાં મળ્યા માવારે. હવે૦ ટેક.
શેરીએ શેરીએ લાકડાં માગી, ધુણીઓને ધીખાવારે. હવે૦ ૧
રાખોડી થાએ ઘણેરી ભેગી, ભભુતિ અંગ લગાવારે. હવે૦ ૨
પ્રભાતે ઉઠીને પેટની ચિંતા, પરાયા ટુકડા ખાવારે. હવે૦ ૩
જટા વધારિ લંગોટી વાળે, જાય ગંગમાં ન્હાવારે. હવે૦ ૪
કોણ ગેરૂનો વેષજ પહેરે, પરાઇ આશ ધરાવારે. હવે૦ ૫
કહે **સોમો** શામળીઆના, સંસારમાં રહી ગુણ ગાવારે. હવે૦ ૬

પદ ૨–( રાગ ઉપરનો )

હાંરે અડશઠ તીરથ વસે તનમાં, શું શોધે પ્રભુને સદનમાંરે. અડશઠ૦ ટેક.
ગંગાને જુમનાં નીશદીન વહે છે, નાહો જ્ઞાન ગોમતીમાંરે. અડશઠ. ૧
મનને વિષયમાંથી વાળીને, રૂચિ કરો હરિ ભજનમાં. અડશઠ૦ ૨
બેસો પદ્માસન વાળીને, સુરતા ધારી શૂન્યમાંરે. અડશઠ૦ ૩
પુરક કુંભક રેચક કરીને, રહેવું આનંદ મગનમાંરે. અડશઠ૦ ૪
વિના વાદળ વરશે વૃષ્ટા, વિજળી ચમકે ગગનમાંરે. અડશઠ૦ ૫
પ્રેમીજન ત્યાં ભેળા થાએ, વિશ્વનાથ દરશનમાંરે. અડશઠ૦ ૬
કહે **સોમો** મુક્તાનંદ ચરણે, રહેવું ગુરૂના શરણમાંરે. અડશઠ૦ ૭

**ભજન**–( હાંરે ચાલો ઠાકોરમાં જઈ વશીએ ) એ રાગ.

હાંરે તારા માથે મરણનો માર છે, હરી ભજે તો બેડો પાર છેરે. ટેક.
મારી મારી જેને તું કહે છે, એ ભુલાડવાની નારછેરે, તારા૦ ૧
આજ કાલમાં જાતી રહેશે, જુવાની દીવસ ચાર છેરે. તારા૦ ૨
જાશે જુવાનીને જરા આવશે, શીર ઉપર ભમતો કાળછેરે. તારા૦ ૩
આખા ઘરમાંથી થયો અળખો, તોએ તૃષ્ણા ઉર અપારછેરે. તારા૦ ૪
વચેથી મરે તો ઘણું સારૂ એમ કહે કુટુંબ પરીવારછેરે. તારા૦ ૫
ભુંડાઈનો ભાર ભરીને સુતો, અંતે જમડાનો મારછેરે. તારા૦ ૬
દાસ **સોમાના** સ્વામીને વિસાર્યા, તેની જનુનીને ધીક્કારછેરે. તારા૦ ૭

**ભજન** ૨–રાગ ઉપરનો.

હાંરે હરી ભજે તો છે ઘણું સારૂં, મુરખા કહ્યું માન તું મારૂંરે. હરી.
શાને મારૂં મારૂં કરી મરે છે, તલભાર નથી કાંઈ તારૂંરે. હરી૦ ૧
હાથે ખરચ્યું તે સાથે આવે, જો પરમાર્થ ચિત્તમાં ધારૂંરે. હરી૦ ૨
ઉગરવાનો નથી આરો, ખોળ બળતામાંથી બાહ્યારૂંરે. હરી૦ ૩
નાત જાતમાં મોટા થવાને. ધન ખરચી નાખ્યું ગારૂંરે. હરી૦ ૪
પરમારથની પેર ન જાણી, મુરખ ઘટમાં ઘોર અંધારૂંરે. હરી૦ ૫
**સોમાના** સ્વામિને ભજતાં છુટે, મનથી માયાનું લારૂં. હરી૦ ૬

ધોળ ૧.

સદ્‌ગુરૂએ મુજપર કીધી સહાયરે;
નામ આપ્યું સોહં ત્રીભુવનરાયરે. ૧
જેને વેદ શાસ્ત્ર પુરાણ નિત્ય ગાયરે;
રૂષિ મુનિ ધ્યાનમાં અહોનિશ ધ્યાયરે. ૨
એવા છે અલખ નિરંજન જગ ઇશરે;
ઓળખાવ્યા પાસમાં જગદીશરે. ૩
મોહન વરને જોઉં હું બલિહારીરે;
જ્યાં જોઉં ત્યાં દરસે હવે વનમાળીરે. ૪
હરિ વિના ઠાલો નહિ દીસે ઠામરે;
ચર અચરમાં વસિયા આતમરામરે. ૫
સદ્‌ગુરૂ બીજ રૂદિયામાંહી રહેજોરે;
દયા કરીને દરશન મુજને દેજોરે. ૬
એવી છે દાસ સોમાની વિનતિરે;
મુક્તાનંદે કરાવી પ્રભુ સાથે પ્રીતિરે. ૭

ભજન—રાગ ધોળ.

સદ્‌ગુરૂએ મેહેર મુજ ઉપર કીધીરે,
દયા કરીને બુટી અનોપમ દીધીરે. ૧
જેનું નિત્ય પુરાણ વેદ વખાણેરે;
અનુભવી સંત વિરલા તે જાણેરે. ૨
જનક સનક નારદ શુકજી દેવારે,
સમરણ કરે શેષ માહેશ્વર જેવારે. ૩
એવો મારા રૂદીયા કમળમાં જાણ્યારે,
સચ્ચિદ આનંદ આતમ બ્રહ્મ માણ્યારે ૪
અનેક જનમનું હતું મારે અંધારૂંરે,

અગમ અગોચર ઘર લાધ્યું હવે મારૂંરે. ૫
હવે હુંતો નહિ ભુલુ બીજી ભ્રાન્તરે,
આદ અનાદિની ઓળખાવી મારી જાતરે. ૬
ગુરૂ મળ્યા તો વસ્તું સાચી સમજાણીરે,
પૂરવ જન્મના પુણ્યની એ કમાણીરે. ૭
સદ્‌ગુરૂનો મહિમા હું શું વખાણુંરે,
સોમો કે મારે વાયું વિવેકરૂપી વાહાણુંરે. ૮

## રાગ પ્રભાત.

પિંડ બ્રહ્માંડમાં એક તું આત્મા, પરમાત્મા પરબ્રહ્મ નામ તારૂં;
નિર્ગુણ શિરગુણ તું થયો જાદવા, માંડણી માંડી તેં રમવા સારૂં. ૧
નંદ ઘેર જન્મીને ધર્મ સ્થાપન કર્યો, સંત સાધુ તણું કષ્ટ કાપ્યું;
અસુર સંહારીને ભોમિ ભાર ઉતારિને, દેવાદિકને સુખ તેં આપ્યું. ૨
ગોકુળમાં રહી ધેનુ ચારી ધણી, અંગપર કાળી કામળિ ઓઢી.
વાટમાં રોકતો વ્રજની નારને, મહીં માંખણ ખાધાં માટ ફોડી, ૩
મથુરામાં જઈ મામો કંસ મારીઓ, માસી પુતનાએ કપટ કીધું;
પયપાન કરતાં હાડ ચુશી શામળા, કુબ્જાનું રૂપ બનાવી દીધું. ૪
ગોવાળ ભેળા રહી ગેડી દડે રમતા, દડુલો દોટાવી જમુનામાં નાખ્યો:
કુદકો મારીને માંહે કુદી પડયા, પાતાળે જઈ કાળી નાગ નાથ્યો. ૫
વ્રજમાં રહીને લીલા તેં કરી, માત જસોદા બંધનમાં ન આવ્યો;
અનેક રસક્રિડા ભોગતે ભોગવ્યા, તોય કૃષ્ણ બાળબ્રહ્મચારી કહાવ્યો. ૬
સોંળસેં ગોપીની વ્રેહવાળી વીઠુલા, ભોગવિલાસ તુને ન ભાવે;
નિરલેપ નિરાકાર અવિનાશી આત્મા, કહે સોમો એમ વેદ ગાવે. ૭

## પદ ૧—રાગ કાફી—મીરાના પદનો.

રણછોડ રણ છોડાવેરે, જે કોઈ આવે શરણે તારા;
બુદ્ધાવતાર ધારીરે, બેઠા સરજનહારા. ટેક.

અકળિત લીલા કળ્યામાં ન આવે, તારામાં દિસે નહી ખોડ;
મુનિવ્રત લઈ બિરાજ્યા, નામ ધરાવ્યું રણછોડ.
પ્રેમને વશ થઇનેરે, મહિ માંખણ ખાનારા. રણછોડ. ૧
બોડાણાપર મેહેર કરી, આવ્યા દ્વારકાં છોડી ડાકોર;
સવા વાલ સોનાવાળી બરાબર, થયા નંદ કીશોર;
ગોમતીમાં રહ્યા છુપીરે, ગુગળીને પાછા વાળનારા. રણછોડ. ૨
જે જન તારે દ્વારે આવે, તેના પુરા કરો છો કોડ;
ભાવના અનુસાર ફળ આપો, ધન પુત્ર આદીની જોડ.
દુઃખ સહુનું ભાગોરે, ભકતોની વાહારે ચડનારા. રણછોડ. ૩
સકળ સામગ્રી છે પ્રભુ તમ તણી, લેઇ અરપે છે સહુ કોય;
માંખણ સાકર મગસ તુળસી, ફુલના હાર કહીએ સોય.
તમારૂં તમને અરપેરે, ક્રિયાનું ફળ દેનારા. રણછોડ. ૪
દાસ **સોમા**ની અરજ ઉરમાં ધરજો, કરૂણા કરો કિરતાર;
તન મન ધન તમો આગળ છોડી, આવ્યો છું તમ દ્વાર.
હરિ હાથ ઝાલોરે, દીનબંધુ દીન દયાળા, રણછોડ. ૫

પદ ૨—રાગ કાફી–ઉપરનો.

અરજ એક મારીરે, સાંભળજો છોગાળા;
શરણે તારે આવ્યો રે, શ્રી રણછોડ રૂપાળા. ટેક.
દરશનથી તમો દુઃખજ ભાગો, કાપો છો કષ્ટ અનેક;
ચોવીશ અવતાર ધર્યાં અવનિપર, તમો તો એકના એક;
અકળિત તારી લીલારે, મધુરી મોરલી વાળા. અરજ. ૧
ગોકુળમાં રહી ગાયો ચારી, પીધી આહીરની છાશ;
મહિ માંખણનાં ગોરસ ઢોળ્યાં, માસી પુતનાનો કીધો નાશ;
ગોપીઓને ઘેલી કીધીરે, બંસરિ બજાવનારા. અરજ. ૨
મોરલીમાં મોહ પમાડી, વ્રજવાસીનાં હરી લીધાં મન;

કામણગારા કામણ કરીને; ઘેરઘેર ખાધાં મહી માંખણ.
રાસ લીલા રમીયારે; ગોવરધન તોળનારા. અરજ. ૩
ઈંદ્રરાજાને હરાવી દીધો, સંહાર્યા અસુર અપાર;
મંદઘેર બાળક થઈને બંધનમાં, નાખ્યો કોઈ કાળ;
મામા કંસને માર્યોરે, કાળી નાગ નાથનારા. અરજ. ૪
અનેક ચરિત્ર તમારાં કહિએ, કહેતાં ન આવે પાર;
દાસ **સોમા** તો શરણે આવ્યો, તેની લેજો સંભાળ;
કરૂણાના સાગરરે, ઉતારોને ભવપારા. અરજ, ૫

પદ ૩—રાગ કાપી–ઉપરનો.

હેતે હરી આવોરે, જુઓ વહાલા સામુ ફરી;
દયા દીલે લાવોરે, અરજ લેજો કાને ધરી. ટેક.
મોહન હુંતો તમને ભુલ્યો, ચઢયું માયાનું ઘેન;
ધન જોબનને સુત સુંદરીમાં, થઇ રહ્યો તદલેન.
જાગીને ન જોયુંરે, ખોયો હીરો હાથે કરી. હેતે હરી. ૧
ગર્ભવાસમાં કોલ કર્યો છે, જમને આપ્યા છે જમાન;
તે કરાર હું ભૂલી ગયો, હવે આવી સમજણને સાન:
કૃતઘ્નીના સામુંરે, જુઓ ભુધર ભાવ ધરિ. હેતે હરી ૨
ઈશ્વર તમો છો દીન દયાળુ, લ્યો સેવકની સંભાળ;
કાળાગ્રહ રૂપી ભવસિંધુમાં બુડયો, ઉતારો ભવપાર.
દારૂણ દુઃખ દેખીરે, આવ્યો તમ શરણે હરી હેતે હરી. ૩
અપરાધીનો કંઇ ફંદ ન જોશો, કીરપા કરો નિધાન;
વિષયમાં મન ભમતું જ રહે છે, તેને પમાડો સ્થાન.
કામ ઘણો પીડેરે, બેસવા ન દે ઠામ કરી. હેતે હરી. ૪
કામ ક્રોધ મો લોભ એ, અસુર મહા બળવંત;
કાયા ઘટ ઘેરી લીધો, ભજના ભૂલ્યો ભગવંત.

ભજન વિના ભવસિંધુરે, જવાશે કેમ તરી. હેતે હરી. ૫
હવે તો હરી હાથ ઝાલો, તમો ઉતારો તો ઉતરાય;
હું અનાથ તમો નાથ મારા, સુણો જાદવરાય.
દાસ સોમાનેરે, લ્યો પ્રભુ તમારો કરી. હેતે હરી. ૬

પદ ૪ થું–રાગ– કાફી–ઉપરનો.

કાયારૂપી ડગલોરે, પહેરાવ્યો કીરતાર ધણી;
દામોદર દરજીનીરે, કહિયે વીરા અક્કલ ઘણી. ટેક.
ગજ કાતરણી વિના વેત કીધો, સોય ધાગાનું નહી કામ;
હાથ પગ વિનાનો દરજી, ત્રણ લોકમાં જાહેર જેનું નામ;
સાંચા વગર શીવ્યોરે, સરસ કીધી ચાળવણી. કાયારૂપી. ૧
સાંધો તેનો હાથ ન આવે, નવસેં નાડી તાર તણાય;
મુખ ખીસુ અસલ બનાવ્યું, તેમાં અન્ન ઉદક ભરાય,
કંઠ કલર મુકયુંરે, શોભા પાંચ કાપ તણી કાયારૂપી. ૨
પચીસ કળીનો ઘેર કીધો, ડબલ બખીઆ ભરાય;
નખશીખ સુધી પેહેરાવ્યો, અજબ ડગલો સોહાય.
પ્રાણધરી જીવેરે, મારો ડગલો લીધો માની. કાયારૂપી. ૩
કાયા ડગલો દેખી દેખી, મુરખ મન હરખાય;
તેલ ફુલેલ સુગંધી સારી, નીત્ય અંગ પર લગાય;
ચામડાને જોઈ મોહ્યોરે, પળમાં થાશે ધુળધાણી. કાયારૂપી. ૪
કાચા કુંભમાં નીર ન રહે, તરતજ ફુટી જાય;
જોબન લટકું ચાર દિવસનું, અંતે ફજેતી થાય,
મરણ ઘાંટી વસમી રે, કાળ કરાળ તણી. કાયારૂપી. ૫
હાડ માંસનો કાચા ડગલો, તેનો ન ધરિયે [illegible]કાર;
તન મન અંતર[illegible], ઉતારો શીરનો ભાર,
દાસ સોમો [illegible], [illegible]મો હરિ ભણી. કાયા ૬

પદ ૫—રાગ કાફી-ઉપરનો

વાહરે મારી ધાજોરે હજાર હાથવાળા ધણી;
ગાંનાની પત રાખોરે, ભાવે ભાળો ભકતો ભણી. ટેક.
અનેક દ્વાર છોડીને, હું આવ્યો છું તમારે દ્વાર;
બાંહે ગ્રહ્યાની લાજ રાખો, હરજી દીન દયાળ;
મુજને એક તમારી રે, અંતરજામી આશ ઘણી. વાહરે. ૧
પ્રલ્હાદની તમે પ્રતમા પાળી, ધરી નરસિંહ રૂપ;
થંભ ફોડીને પ્રગટયા નરહરી, થરથર કંપ્યો ભૂપ.
હરણ્યાકશ્પને નાખ્યો રે, વાલા મારા હાથે હણી. વાહરે. ૨
નરસિંહ મેહેતાની હુંડી શીકારી, લેઇ શામળશાનું રૂપ;
રોકડા રૂપીઆ ગણીને આપ્યા, તરી અગમ ગતી અનૂપ.
ચીર પુરયાં જાદવારે, પ્રતિજ્ઞા પળી દ્રુપદી તણી. વાહરે. ૩
સુદામાના તાંદુળ આરોગ્યા ભાવે, મિત્રનું ભાગ્યું દુઃખ;
ઝુંપડીને ઠેકાણે મેહેલ બનાવ્યો, આપ્યું અલૌકીક સુખ;
દારિદ્ર કાઢી નાંખ્યું રે, દયા જાણી રંક તણી. વાહરે. ૪
તા દરબારમાં ખોટ છે શાની, લક્ષ્મિ તણા ભરથાર;
મને આપતાં કેમ સંકોચ આવે, નાથ શાને લગાડો વાર,
તલ ભાર દેવું તેમાંરે, ઢીંગલમલ ધીંગા ધણી. વાહરે. ૫
ત્રણ લોકનો તું ભૂપ કહાવે, સૌનો પાલણ હાર;
મન વાંછીત ફળ સૌને આપે, જીવણ જગદાધાર;
દાસ સોમાની અરજીરે, ઉરમાં લ્યો કીરતાર ધણી. વાહરે. ૬

પદ ૬ ઠું—રાગ કાફી-ઉપરનો.

પ્રિત્યો તમ સાથેરે, નાથ મારા મને ઘણી;
અવરને છોડીરે, ધાર્યા મેં તો તમને ધણી. ટેક.
હું અનાથ તમો નાથ કહાવો, સંભાળજો જદુરાય;

અલ્પજ્ઞ હું તો કહાવું, તમો સર્વજ્ઞ છો મહારાય.
હરીવર સામું જુવોરે, વાલા મારા રંક ભણી. પ્રિત્યો૦ ૧
હું તો પતિત તમે, પાવન, ગુણ ભર્યા મહારાજ;
અનેક અવગુણ મુજમાં ભરીયા, આપ છો ગરીબનવાજ.
પાપીને કરો પાવનરે માફી, માગું દોષ તણી. પ્રિત્યો૦ ૨
પાપ કરતાં પાછું ના જોયું, આખો ઉમ્મર ગાળી એમ;
ધ્યાન સમરણ તારૂં નવ કીધું, હૃદેમાં ન વાધ્યો પ્રેમ,
કરૂણાના સાગરરે, ના જોશો મારા કૃત્યો ભણી; પ્રિત્યો૦ ૩
અંતરજામી અલબેલા છેલા, જગત તણા પ્રતિપાળ;
અનેક પાપીને તમે ઓધાર્યા, હરિ મારો હાથ ઝાલ;
સગો તું તો સાચો રે, આશા તારા નામ તણી; પ્રિત્યો૦ ૪
ભરોંસો વિશ્વંભર આવ્યો તારો, મને મારા નાથ;
દુઃખ સંકટ ટાળો મારાં, હું છું અપરાધી અનાથ;
લજ્યા મારી રાખોરે, પત જાશે બાના તણી. પ્રિત્યો૦ ૫
બાનાનુ બિરદ સંભારો, નહિ તો જાશે તમારી લાજ;
ભકત વત્સલ તું કહાવે, અનેક ભકતોનાં કીધાં કાજ.
દાસ **સોમો** કહે છેરે, સંકટ મારા નાખો હણી. પ્રિત્યો૦ ૬

પદ ૭ મું—રાગ કાફી—ઉપરનો.

સમજ મન મારા રે, સમરી લે તું તો શ્રીહરી;
પામ્યો મનુષ્યા દેહીરે, આ અવસર નાવે ફરી. ટેક.
માતપિતા ને કુટુંબ કબીલો, એ સ્વારથનું સૌ કોય;
અંતસમે કોઈ કામ ન આવે, તું વિચારીને મન જોય;
તારે જાવું એકલાંરે; માની લેતું વાત ખરી. સમજ. ૧
ધન જોબન ને સુત સુંદરીમાં, પ્રોવાયું છે તારૂં ચીત્ત;
કાળના ગ્રાસમાં સરવે જવાનું, તેને માની બેઠો તું નિત્ય;

નિત્ય પદ જાણ્યુંરે, મથીક સુખ સાચું કરી. સમજ સમજ. ૨
માયાનું સુખ સરવે કાચું, જેમ વાદળ છાયાનો રંગ;
કાયા કાચો કુંભ છે, ક્ષણમાં થઇ જાશે ભંગ.
મમતા દે મેહેલીરે, સતસંગ કર ભાવ ધરી. સમજ. ૩
સંત મળે તો સેજે તારે. ઓળખાવે નીજ સ્વરૂપ;
જ્ઞાન ગરીબાઈ શીલ સંતોષ આવે, એ ભકિતનું રૂપ.
આપ સહીત દેખોરે, સચરાચરમાં હરીરે હરી. સમજ. ૪
સદ્ગુરૂ સ્વામી મુકતાનંદ મળીઆ, આપ્યું નીજ જ્ઞાન;
જ્ઞાને ગોવીંદ ઓળખાવ્યા, ટળ્યું દેહાઅભિમાન.
દાસ સામો કહે છે રે, કિરતારે તો કરૂણા કરી. સમજ. ૫

પદ ૮ મું—રાગ કાફી—ઉપરનો.

હવે તો નહિ મુકુરે, શિર સાટે લીધા શ્રી હરી;
રસબસ થઇછું રે, રસિઆ સંગાથે રસ ભરી. ટેક.
અગ્નિ સામાં ડગલાં ભરવાં, કેસરિ સાથે ભરવી છે બાથ;
સિંહણના દૂધનું પાન કરવું, એવો સદ્ગુરૂનો સાથ,
અધિકારી વિનારે, રૂદિયામાં રસ રહે ન ઠરી. હવે તો. ૧
ખરને તો જોઈએ ખડ ખાવા, ખીર તે તો નવ ખાય;
બગ તો કહીએ મીનનો આહારી, શ્વાનનું હાડકે મન જાય.
હંસની ગતી હંસજરે, ચારો લે મોતીનો ચરિ. હવે તો. ૨
તન મન ધન તુચ્છ કરી જાણ્યાં, એવા શૂરા સંત જન;
ચાર દિશા ને ચૌદ ભૂવનમાં, વાળી લીધું જેણે મન.
તે કદી ના ડોલેરે, આશા તૃષ્ણામાં જરી. હવે તો. ૩
કાયર હતા તે પાછા પડયા, સનમુખ થયા શૂર;
ડરના સામાં ડગલાં ભરી, બાળ્યાં કામ ક્રોધનાં મૂળ.
કર્મના પાશ કાપ્યારે, મોહ મમતા ગઇ મરી. હવે તો. ૪

શિરના સાટે મોંઘી વસ્તુ, મરજીવા લે વિચાર;
અમ્મર પ્યાલો સદગુરૂએ પાયો, રોમ રોમ રણુંકાર.
દાસ સોમો કહે છેરે, પીધો મેં તો ભાવ ધરી. હવે તો. ૫

પદ ૯ મું— રાગ કાફી–ઉપરનો.

મન મારૂં માન્યુંરે, નિત્ય સોહં રામ રટે;
હરતાં ને ફરતાં રે, ફુંવારા તો પ્રેમના છુટે. ટેક.
પુરણ પ્રીત પ્રભુ સાથે જોડી, છોડી જગતની ચાલ;
દેહ સંબંધનો સંગ પરહરી, ધર્યું આત્મ સાથે વહાલ;
પ્રેમની ગાંઠ પડીરે, તોડીએ તો ના તુટે. મન મારૂં. ૧
પુરવ જનમની પ્રિત્યે મળીઆ, લખિઆ અમારા લેખ;
આપ એકલા બહુ નામી, ધર્યા છે વિધવિધના ભેખ.
નૈણાં ભરી નિરખ્યારે, હરિ ઉભા વાટે ઘાટે. મન મારૂં. ૨
હાલતા ચાલતા રમતા જમતા, જોયા મેં જુગદીશ;
ચૌદ ભુવનમાં છુટા રમેછે, સકળ ઈશનારે ઇશ.
અકળીત બાજી છાઇરે, અવિનાશી નટવર નટે. મન મારૂં. ૩
પ્રેમની તો ચઢી ખુમારી, ઉરમાં છાયો ઉમંગ;
રંગ લાગ્યો નીજ નામનો, ન ગમે અવરનો સંગ.
મગ્ન થઇને મહાલુંરે, પીઊં પ્રેમરસ ઘુંટે ઘુંટે. મન મારૂં. ૪
પ્રેમના પ્યાસી ભાવના ભોગી, હરી છે હાજર હજુર;
આણુ ઠામ ઠાલો ન દીસે, બ્રહ્મ ભરી રહ્યો ભરપુર;
દાસ સોમો કહે છેરે, જમડા તો હવે ના કુટે. મન મારૂં. ૫

પદ ૧૦ મું—રાગ કાફી–ઉપરનો.

દુનિયાં નથી દિવાનીરે બ્રહ્માનંદ ભલે પુજે;
પુજન કર્યા વિનારે, સરજનહારો નવ સુજે ટેક.
રામા અવતારમાં રામે કીધું, સ્વેતબંધુ રામેશ્વરનું સ્થાપન;

ચાર ધામ એણીપેરે બંધાયાં, સૌ કરવા જાય છે દર્શન;
કાશીમાં વિશ્વનાથરે, ડાકોરમાં ઠાકોર બિરાજે. દુનિયા. ૧
ગંગા સ્નાન ઇશ્વર સ્મરણુથી, અનેક આશ્રિત જાય;
નિસ્કામ કર્મ કર્યાથી, અંતઃકરણનો મળદોષ દુર થાય.
વર્ણાશ્રમમાં રહીનેરે, નિત્ય શુભ કર્મ કીજે. દુનિયા. ૨
આર્ત અર્થી જીજ્ઞાસુ જ્ઞાની, ચાર પ્રકારના ભકત કહેવાય;
અધિકાર અનુસાર ઉપદેશ સૌને, શ્રુતિ સ્મૃતિ ગાય.
ત્રણ કાંડ રચીયારે ગીતા માંહે કહ્યું છે જે. દુનિયા. ૩
ચળ અચળ બે સ્વરૂપ પ્રભુનાં, મૂરતી અચળ રૂપ કહેવાય;
સંત સાધુ ચળ રૂપ જાણો, એમ કહે શ્રીકૃષ્ણ સમજાય.
અભિમાની નિંદેરે સદ્‌ગુરૂને ના બુજે. દુનિયા. ૪
સદ્‌ગુરૂને સેવ્યા વિના, ન આવે વિવેકને વિચાર:
મહા પુરૂષના શ્રેષ્ઠ આચારને, નિંદતાં ન ડરે લગાર.
સેવા શ્રદ્ધા રાખેરે, હોય સમદ્રષ્ટિ સમજુજે. દુનિયાં. ૫

પદ ૧૧ મું.—રાગ કાફી-ઉપરનો

વાડા તો છેસારારે, વાડાથી પ્રાણી વશ રહે છે;
આચાર્ય વિનારે, કુકર્મ ઘણાં આચરે છે. ટેક.
હરાયા ઢોર તે રસ્તે ન ચાલે, જૈ ખેતર પરાયાં ખાય:
અભિમાની પાડો મકલાતો હીંડે, વંઠેલો વંઠી જાય.
કોટમાં હોય ડેરોરે, તો ડરતો ડરતો હાલે છે. વાડા તો. ૧
કળિજુગમાં પંથ અનેક થયા છે, ભેખધારીના અપાર;
ખેંચાતાણ મતામતની પેડી, સૌનો એક છે સરજનહાર.
એકને રહેજે વળગીરે, તે સહેજે પાર પડે છે. વાડા તો. ૨
જપતપ તીરથ નિષ્ફળ ન કહિયે, તે વડે પૂન્યદાન થાય;
ગંગાસ્નાન હરિ સ્મરણુ કરી, સંત સાધુને પોષાય.

ભાવનાનું ફળજરે ઇશ્વર સૌને આપે છે. વાડા તો. ૩
શુદ્ધ ભાવથી મૂર્તિમાં મન પરોવી, જો કરે નિરંતર સેવ;
ચૈતન્ય વ્યાપક સચરાચર ભરિયો, ઘટઘટની જાણે છે દેવ;
મુરતિમાં પ્રભુ વશિયારે, જુઓ થંભમાં પ્રગટયા છે. વાડા તો. ૪
શુદ્ધ ભાવે પ્રલ્હાદજી રામ ભજતા, દ્રઢ રાખી વિશ્વાસ;
તાતા થંભે બાથ ભરાવી, મનમાં પામ્યા નહિ ત્રાસ.
ભકત તો તેને કહિએરે, ભકિત શીર સાટે છે. વાડા તો. ૫
પ્રેમને વશ છે વિશ્વંભર, ભકતોની અહોનીશ લે સંભાળ;
હરિને ભજે તે હરિમાં સમાશે, એમ કહ્યું શ્રીકૃષ્ણ કિરતાર.
સૌ હરિજનનારે, દાસનો દાસ **સોમો** છે. વાડા તો. ૬

## ભજન ૧

નહી આવેરે નહી આવે, હરીની ભક્તિ વીના પાર નહી આવે,
લોક લાજ મરજાદા મુકીને, જો નિત્ય ગોવિંદ ગુણ ગાવે. હરીની
છાપતિલક તુલશીનીરે માળા, હરી પ્રભુને એજ ભાવે હરીની
કોટમાં માળાને મુખમાં સમરણ, અંતે જમડાનુ જોર ન ફાવે. હરીની
દયા રાખી આપે ભુખ્યાને ભોજન, પુન્યદાનમાં પ્રીત લાવે. હરીની
શ્રીરામકૃષ્ણનુ કીરતન કરવું, પરનિંદા તેને ના ભાવે. હરીની
લોકનિંદે તો નિંદવારે દેજો, જો રૃદિઆમાં હિમ્મત લાવે. હરીની
સંતોષ ધિરજ જરણા રાખીને, સતસંગમાં જો નિત્ય જાવે હરીની
ભક્ત વચ્છલ છે પ્રભુ મારો, ભકતોની ભીડે વહેલા ધાવે હરીની
દાસ **સોમો** કહે ગોવિંદને ભજતાં, જનમ મરણનું દુઃખ જાવે.

## ભજન ૨—રાગ ઉપરનો.

નહી આવેરે નહી આવે મનુષ્યા દેહ ફરી ફરી નહી આવે,
હરી હરી સમરણ જો મુખ ભાવે. મનુષ્યા
સગા સબંધી તારા સ્વાર્થના બેલી, અંતે સંગે તારી ના થાવે,

પાપ પુન્ય બે કર્મજ તારાં, સાથે લઈ જીવ એકલો જાવે મનુષ્યા
કાલ કરતો તે આજ કરી લે, ઘડી ઘડીમાં આયુષ જાવે મનુષ્યા
પર નિંદાને કુથલી મુકીને, હરી ભજનમાં જો મન લાવે. મનુષ્યા
આયુષ થોડુને આશા લાંબી, પલમાં પંડ તારો પડી જાવે. મનુષ્યા
કાળ તાકી રહ્યો શીર ઉપર, જેમ મંજારી મુસાને ખાવે મનુષ્યા
કહે સોમો માની લે સાચુ, હાથ આવી બાજી સીદ ગુમાવે. મનુષ્યા

**ભજન ૩–રાગ ઉપર.**

કોણ આપેરે કોણ આપે, સતગુરૂ વીના બુદ્ધિ કોણ આપે,
જનમ મરણ દુઃખ કોણ કાપે. સતગુરૂ વીના
છળકપટ કરીને ધન રળતો, પેટ ભરી ખાતો પાપે. સતગુરૂ વીના
જવાનીના જોરમાં ફરે મદમાતો, તપી રહ્યો ત્રીવિધિ તાપે, સતગુરૂ
બુદ્ધિના હીણા કરણીના કુડા, ભટકેલ મન કેમ થીર થાપે. સતગુરૂ
રાતાં લોચન ક્રોધનો ભરેલો, પાપી જીવના બોલે માપે. સતગુરૂ
માતપીતા ગુરૂને ના માને, મોહ માયા તેને બહુ વાપે. સતગુરૂ વીના
હરીનુ સમરણ જીભે ના આવે, ડંસ કર્યો વિષય સાપે. સતગુરૂ વીના
વિષય સુખને નિત્ય માણીને, અજ્ઞાની જીવતો ના ધાપે. સતગુરૂ વીના
કહે સોમો સતગુરૂ સેવ્યા વિના, હુંપદની હોરીમાં તાપે. સતગુરૂ

**પદ. ૧–મુખડાની માયા લાગીરે,–એ રાગ.**

સતગુરૂ સંગ જઇએ, સરણા તીહારાં લઇએ;
મહા પદ સહેજે પઇએ, પુરણ પ્રિત્યે ૧
પાંચ દશ જેહ જીતે, વીવેક વઇરાગ રીતે;
નિદધ્યાસન હોય નિતેરે, પુરણ પ્રિત્યે ૨
સતગુરૂ સંગ સોઇ, કરે જન જાઈ કોઈ;
કીટનો ભમર હોઇરે, પુરણ પ્રિત્યે ૩
કમળકી બાસ જાવે, ભમર લોભાઈ આવે;

તજે નહી આંખુ જાવેરે, પુરણુ ત્રિત્યે ૪
સુષુમણા સહેજે લાવો, શબ્દસે સુરતા મીલાવો;
પોતાનું સ્વરૂપ પાવોરે, પુરણુ ત્રિત્યે ૫
**મોતી** ગુરૂ શીખ માની, મલ્યા કાશી ગુરૂ જ્ઞાની;
અંતે મુક્તિઆદ જાણીરે, પુરણુ ત્રિત્યે ૬

પદ. ૨—રાગ ઉપરનો.

સતગુરૂ સંગ જાતાં, પીવા રામરસ ચાહતાં;
પુરણુ આનંદ માતાંરે, પુરણુ ભાગ્યે. ૧
ભુલી સ્વામી પંથ વિધિ, ચડીહુ દુઃખાને નીધિ;
ગુરૂએ ઉગારી લીધીરે, પુરણુ ભાગ્યે. ૨
કાયા માયા જુઠી માની, પાંણી પરપોટાનુ જાણી;
શાંનમાં ગુરૂની છાંણીરે, પુરણુ ભાગ્યે. ૩
ગુરૂસમ દાતા નાહી, શીષ્ય સમ જાચક નાહી;
વસ્તુ સમ કોઇ નાહીરે, પુરણુ ભાગ્યે. ૪
કરમ ભરમ ભેય ભાગી, શબ્દસે સુરત જાગી;
ચઢી હું ગગને ગાજીરે, પુરણુ ભાગ્યે. ૫
**મોતી** ભર્યું ભાગ્ય મારૂ, ટળ્યું તિમીર અંધારૂ;
મલ્યા કાશી ગુરૂ કૃપાલુરે, પુરણુ ભાગ્યે. ૬

ગરબો.

ગરબો જ્ઞાન તણો ગાઇએ, સતગુરૂ સરણે જઇ રહીએરે
પરમ પદ પોતાનુ લાઇએ— ગરબો જ્ઞાન તણો ગાઇએ.
કારતકે કઠણ હૈયુ મારૂ, ગુરૂ ગમ જ્ઞાન થકી ગાળુ
ટળ્યુ મારે અંતર અંધારૂ— ગરબો.
માગસરે મોહ માયા મેલી, કરમમેતો લીધાં છે ઠેલી
બની હુંતો સતગુરૂની ચેલી— ગરબો.

પોષેતો પડદા સઉ મેલ્યા, કેદીઆના સંધે સૌ છુટયા
ટાંકા હવે તૃષ્ણાના તુટયા— ગરબો.
મહાએતો મન મારૂ મળીયું, અખંડ એક આતમ શું ભરીયું
લુણ જેમ પાણીમાં ગળીયું— ગરબો.
ફાગણે ફીકર ઘણી ભારી, માયાની ફરતી અંધારી
ગુરૂએ મને લીધી છે તારી— ગરબો.
ચૈતરે ચેતીને ચાલું, પડયુ મેલી માયાનુ લહારૂ
મલીરે હુંતો મહા પદને મહાલુ— ગરબો.
વૈશાખે વસંત ખિલી વાડી, ઉજડ થઈ અવિદ્યાની ઝાડી
સોહંગ ફુલ ઉતરે છે દહાડી— ગરબો.
જેઠે જુક્તિ બની સારી, લાગી મારે ત્રીપુટીમાં તાળી
જોયુ છે મેં નજરે નીહારી— ગરબો.
અસાડે તો અડસઠ ફળ પામી, દુઃખ સઉ જનમ મરણ વામી;
મલ્યારે બ્રહ્મ સતગુરૂ સ્વામી— ગરબો.
શ્રાવણે તો સત સંગની હેલી, બનીરે હું તો જ્ઞાન ગરવ ઘેલી;
આદને અંત થકી પહેલી— ગરબો.
ભાદરવો ભભકી રહ્યો ભાનુ, વહાયુ છે મારે વીવેક રૂપી વહાણુ;
બટયુરે મારે આણુને પીયાણુ— ગરબો.
આસોએ અજરા અંમર પીધો, પ્યાલો મારા સત ગુરૂએ દીધો
લહાવો મેં તો ગુરૂ ગમનો લીધો— ગરબો;
અધિકે તો અનુભવથી રાચ્યો, ગરબો શરીર તણો કાચો;
સબદ એક સતગુરૂનો સાચો— ગરબો.
**મોતી** કહે શીખામણ માની, મલ્યારે કાશી ગુરૂ બ્રહ્મ જ્ઞાની,
ગાયો ઉર આણંદ ને આંણી— ગરબો.

પદ. રાગ—ઓધવજીના સંદેશાનો.

સદ્ગુરૂની સંગતરે શોધી તમને નહિં મળે,
પ્રગટે જ્યારે પુર્વ જન્મનાં પુણ્યજો.
બેલડીએ વળગીરે ગુરૂ શું મહાલીએ,
બ્રહ્મ વિચારી વળતાં રહીએ મુન્યજો. સદ્ગુરૂ ૧
રવિ કીરણો દેખીરે સખી હું સોચતી,
ગુરૂ વિના હું, કોનું નિહાળું મુખજો.
નામ સ્મરણ કરતાંરે મન માને નહિ,
પ્રગટ દર્શનથી હૈડે, પ્રગટે સુખજો. સદ્ગુરૂ ૨
ચંદ્ર પ્રગટ વેળારે સખી મુને સાંભરે,
આરતી કરીને કોને નમાવું શીશજો.
અજવાળી રાત્રે રે બેસી ઝુમમાં,
ગુહ્ય વાર્તા કોની સંગે કરીશજો. સદ્ગુરૂ ૩
મંગળ મુજ થાવારે ગુરૂને સોધતી,
ચોદેશ નિહાળી નાખું બહુ નિશ્વાસજો.
બાહેર ને ભીતરરે ચેન પડે નહી,
આંસુ ઢાળી નિર્ગમતી, દીનરેનજો. સદ્ગુરૂ ૪
સદ્ગુરૂનું સ્મરણરે હું ના વિસરૂ.
તોય પણ નેણાં ધીરજ ધરે કહો કેમજો:
નરસિંહ ગુરૂ મળવારે સઉને દોહલા,
મળશે જેને પુર્વ જન્મનો પ્રેમજો, સદ્ગુરૂ ૫

પદ—રાગ—ધોળ.

આટલો સંદેશો માહારા સદ્ગુરૂને કહેજોરે,
દાસીના હૃદિયામાં રહેજો. સંદેશો ૧
દાસાનાં કેવળ અમને લાગેછે કાચાંરે,

તેની ખબરૂં અમને કહેજો. સંદેશો ૨
ક્યારે પડશે હંસા ક્યાં જઇ સમાશેરે;
તેની ભાળવણી અમને દેજો. સંદેશો ૩
બ્રહ્મ સ્વરૂપી મહારી નજરોમાં આવેરે;
હરિ હરિ સ્મરણ દેજો. સંદેશો ૪
તમે મારા ગુરૂજી તમે અમારારે;
જન્મો જન્મ પ્રિતી રહેજો. સંદેશો ૫
તન મન અરપી હું તો શરણે તમારીરે;
બાંહ્ય ગ્રહ્યાની લાજ ધરજો. સંદેશો ૬
તમે દયાળુ ગુરૂ ગરિબનિવાજ છોરે;
ભુલ ચૂક માફ મારી કરજો. સંદેશો ૭
બાઇ મિરાં કહે પ્રભૂ ગિરધરના ગુણ,
દાસની અરજ ઉર ધરજો. સંદેશો ૮

## પદ—રાગ ઉપરનો ધોળ.

આજ ગયાંતાં અમે રામ સભામાંરે;
પાગલીએ રસ પીધો હરિનો રસ પુરણ પાયોરે.
પહેલો પ્યાલો મારા ગુરૂજીએ પાયોરે;
બીજા પ્યાલે થઇછું ઘેલી. હરિ ૧
ત્રીજો પ્યાલો મારે રોમ રોમ વ્યાપ્યોરે;
ચોથે પ્યાલે થઇછું, પહેલી. હરિ ૨
અગમ અગોચર પ્રભુને જાહેર મેં જાણ્યારે;
મેં મ્હારા હૃદિયામાં માણ્યા. હરિ ૩
નિશદીન રહું છું, હું તો ધ્યાન સ્મરણમાંરે;
હવે નહીં ભુલું બીજી ભ્રાંત હરિ ૪
હૃદિયે વસ્યા મ્હેતા નરસિંહના સ્વામીરે;
ગોપીઓ આનંદ પામી. હરિ ૫

પદ—રાગ—લાવણી.

ગુરૂ ગામ ગાંજા પીયા પ્રેમસે, નીશા ચઢીરે નિજ નામ તણી.
ઉસ ગાંજેકી કયાં કહું તારીફ, હાથ લગીરે એક હિરાકણી. ગુરૂ ૧
તિન ગુણકી કરી તમાકુ, પચીસ પાંદડી માંહી ધરી;
ગરજ ગડાકુ ગર્વ ગોળશું, ભાવ ધરી મેતો ભેગી કરી. ગુરૂ ૨
શરીર સાપી સાફ ષોઈ પર, ધીરજ રૂપી જલ ધાર કરી.
શીલ સંતોષરા લગ રહ્યા સાબુ, સંત સંગતને હાથ ચઢી ગુરૂ ૩
ઉસ ગાંજા કી ગમ નહીં હમને, ગુરૂએ આપ્યો ધોઇ કરી:
વિવેકવિચારી ધર્યો ચિત્તની ચલમમાં. કુબુદ્ધી કોયલા ઉપર ધરી; ગુરૂ ૪
અર્ધ ઉર્ધ બીચ હરદમ મારી, પીધો મેંતો પ્રેમ કરી;
ઓર નિશા તો ચઢે ન ઉતરે, આતો ઉતરે નહી ફરી. ગુરૂ ૫
ગુન ગુન ગુન ગુન હુઇ ગરજના, સોહંમ જપોત મહીં ભમર રહી:
દાસ **મોતી**ને કાસીગુરૂ મળીઆ, આ અવસર ના આવે ફરી. ગુરૂ ૬

પદ ૬૨ મું—રાગ કાફી—ઉપરનો.

રણછોડ તેને કહીએરે, જે ભવરણ છોડાવે;
સદગુરૂ તે સાચારે, અમ્મર વસ્તુ પરખાવે. ટેક.
ભવ સંસારનું ભટકણ ભાગે, કરાવે તૃષ્ણાનો ત્યાગ:
સંશય સઘળા છેદન કરે, મટાડે મનના દ્વેષ રાગ.
ભેદ ભ્રાન્તી ભાગેરે, પ્યાલો અદ્વૈત પાવે. રણછોડ. ૧
ત્રિવિધિ તનના તાપ બુઝાવે, આપે સોહંનીજ નામ;
હરખ શોક ને કામ ન વ્યાપે, રમે થઇને રામ.
દિલની દુબધા ટાળેરે, અંતરના પ્રેમ ઉભરાવે. રણછોડ. ૨
સુરતા આતમ સંગે રહેવે, નિરભે પટા લખાય;
જરા મરણનો ભય નિવારે, ચંચળ મન સ્થિર થાય.
જીવતાં જીવન મુકિતરે જુકિત કરી સમજાવે. રણછોડ. ૩

શાસ્ત્ર મારગની સાન બતાવે, ઉર લાલચ નહીં લગાર;
નિસ્પૃહા પર ઉપકારી મહા અનુભવના ભંડાર.
દાસ સોમો કહે છે રે, તે સંત મારે મન ભાવે. રણછોડ ૪

પદ ૧૩ મું—રાગ કાફી.

અંતરજામી લેજોરે, અરજી મારી સ્વીકારી;
હું તો એક માગુ રે, ભુધર સદા ભકિત તારી. ટેક.
અલ્પ આયુષ્યમાં હું શું માગું, નહિ દેહનો ભરૂંસો લગાર;
રાજ પાટ ને હુકમ ઠકરાઈ, ન માગું હું જગધાર;
સ્વર્ગ ભોગ ન જોઈએરે, ભકિતની છે ભીખ મારી. અંતર. ૧
ધન ધામ સુત દારા ન માગું, ન માગું જગમાં માન;
ચાર લોકને જાણું નહિ, સુણો કરૂણાસાગર કાન.
મુકિતને ન ઇચ્છુંરે, એતો છે દાસી તારી. અંતર. ૨
હીરા પન્ના મોતી, જગતમાં જાહેર છે જાણ;
કથીર હું તો જાણું, ન માગું સુવર્ણની ખાણ.
દેવતાનું સુખ ન માગુરે, સત્ય વચન કહું છું ઉચ્ચારી. અંતર. ૩
નવ ખંડ ને ચૌદ બ્રહ્માંડ, મારે ધન તરણા સમાન;
એટલું માગું હું વાલા મારા, આપો પ્રેમભકિતને જ્ઞાન.
દાચ સોમો કહે છેરે, જ્યાં જોયું ત્યાં વનમાળી. અંતર. ૪

ભજન—રાગ બીહાગ

મોક્ષ કદી ન થાય, જ્ઞાન વિના મોક્ષ કદી ન થાય;
જટા વધારી ભભૂત લગાવે, કંદ મૂળ જો ખાય. જ્ઞાન. ૧
વનમાં જઈને જોગ જો સાધે, શ્વાસના ઉર બંધાય. જ્ઞાન. ૨
નખ વધારી બાંહે સુકાવે, ધૂણી તાપે અંગ જલાય. જ્ઞાન. ૩
અન્ન ઉદક જો દેવે ત્યાગી, મુન્ય વ્રત લે ધરાય; જ્ઞાન. ૪
ઘર છોડીને જાય જો વનમાં, માયા આંહી ઝપટાય. જ્ઞાન. ૫

ભેખ ધરીને મધુકરી માગે, શિર કેશ મુછ મુંડાય. જ્ઞાન. ૬
પુણ્ય કરી જો જાય સ્વર્ગમાં, ક્ષીણ થયે પાછા પડાય. જ્ઞાન. ૭
કહે સોમો સદ્‌ગુરૂ મળે તો, આત્મદેવ ઓળખાય. જ્ઞાન. ૮

**ભજન**—(પરને પીડે તે આપ પીડાશે ) એ રાગ.

ભજો મન રામ ભજો મન હરી, કળિજુગમાં ભવ જાશો તરી. ભ.ટેક
શ્રીરામે કહ્યું શવરીના પ્રત્યે, મમ ભકિત વિના ભવ નહિ તરતે.
વારંવાર જનમતે ને મરતે, ભજો મન રામ. ૧
કળિજુગમાં સાધન એક સધાયે, જપ તપ કરતાં આયુષ્ય વહી જાયે;
જોગ સાધતાં વપુ ક્ષીણ થાયે. ભજો મન રામ ૨
વેદશાસ્ત્ર ભણતાં પાર ન આવે, ગ્રંથ અપાર બુદ્ધિ ભરમાવે;
સારમાં સાર એક રામ નામ ગાવે- ભજો મન રામ. ૩
આરત દુઃખ હરે દિનદયાળ, જગત તણા પ્રભુ પ્રતિપાળ:
નિશદીન ધરો ગોવિંદ સાથે વહાલ. ભજો મન રામ. ૪
નામનો પ્રતાપ એવો છે પ્રાણી, અનેક અધમ ઉ[illegible] જાણી;
કહે સોમો ભજ વિશ્વાસ આણી. ભજો મન રામ. ૫

**ભજન**—રાગ કફી—ઉપદેશી.

(હરી ભજન કરો ભય ભાગે જમ દુતનો ભકિત ભાવે એ રાગ.

મારા વાલાજી, અંતે રહેજો સમરણ નાથ તમારૂં;
હું તો એ માગું, જોશો ના અંઘ કૃત્ય પ્રભુ મારૂં ટેક૦
હું કપટીને લંપટ કામી, પરપંચી પાખંડી હરામી;
તમે સૌ જાણો અંતરજામી. મારા વાલાજી. ૧
મેં તો પાપ કર્મ બહુજ કીધાં, પુણ્ય મારગે આડા પગ દીધા;
હાથે દાન કરી ના લીધાં. મારા વાલાજી ૨
અંતે શી થાશે રે ગતી મારી, મરતી વેળાનો ભય ભારી;
તે વેળા લેજો સંભારી. મારા વાલાજી ૩

તમો વિના તે કોણ છોડાવે, માત પિતા આડે ના આવે;
જમ આગળ તેનું નવ ફાવે, મારા વાલાજી ૪
ગાંડો ઘેલો છું દાસ તમારો, ક્ષમા કરજો અપરાધ મારો;
ગર્ભવાસથી કરો છુટકારો. મારા વાલાજી ૫
દાસ **સોમો** કહે છે કરજોડી, મારી તૃષ્ણા નાખજો તોડી;
કરો મુકત ભવ બંધન છોડી. મારા વાલાજી. ૬

**વેરાડી પદ ૧** રાગ—આત્મા એક છે રે.

સદગુરૂ સેવજોરે, સેવે જરા મરણ દુખ જાયજી;
સુખ અચળ પાંમશો, તેનો નાશ કદી ના થાય. સદગુરૂ ટેક૦ ૧
ગુરૂ કહે તું બ્રહ્મ છે, સદચિદ આનંદ રૂપજી;
આદ અનાદિ આત્મા, નિશ્ચે કર નીજ રૂપ. સદગુરૂ૦ ૨
દેહ ભાવ છોડીને, ઉર આત્મ ભાવ ધારજી.
હું બ્રહ્મ લક્ષ્ય લહે, તેને શું કરે જમ કાળ. સદગુરૂ૦ ૩
વેદનું સિદ્ધાંત ગ્રહીને, જીવતાં લે નિત્ય સુખજી;
મુવા કેડે મુકિત ન મળે, ના મટે ભવ દુઃખ. સદગુરૂ૦ ૪
મહા પુન્ય હોય પાછલાં, ત્યારે આવે બ્રહ્મ વિચારજી;
કહે **સોમો** મુકતાનંદ ચરણે, સહેજે ઉતરે ભવપાર. સદગુરૂ૦ ૫

**પદ ૨**—રાગ ઉપરનો.

આત્મા ઓળખોરે, પાંમ્યો મનુષ્યા દેહ મોક્ષનું દ્વારજી;
ભટકણ ભાગે ભવ તણું, ગુરૂ સહેજે ઉતારે ભવ પાર. આત્મા. ટેક૧
ગુરૂ આપે જ્ઞાન બુદ્ધિ, તિમીર ટળી જાયજી;
હરિ લાગે સુજવા, અલક બ્રહ્મ દરસાય. આત્મા૦ ૨
ખીલોનાં જેમ ખાંડનાં, નામ રૂપ કલ્પાયજી,
ગળતાં એક રસ થાયે, મીસરી તે કહેવાય. આત્મા૦ ૩
કંચન તણા ઘાટ અનેક, કડું કંઠી કહેવાયજી.

ઘાટ ગળતાં નામ ન રહે, સુવર્ણ રહી જાય. આત્મા૦ ૪
માટી કેરા ઘાટ સર્વ, ઘટ સરાવાદિ કહેવાયજી;
કારજ ભાગે માટી થાયે, કાર્ય ના રહેવાય. આત્મ૦ ૫
ઉદકનો બરફ થાયે, ને બરફનો જળ થાયજી.
વસ્તુ પ્રિછવી બુદ્ધિવડે, આ દ્રષ્ટાંત કેરે ન્યાય. આત્મા૦ ૬
સંત સમજાવે સાનમાં, મહા વાકયનું જ્ઞાનજી;
કહે **સોમો** મુકતાનંદ ચરણે, છુટે દેહાભિમાન. આત્મા૦ ૭

**પદ ૩—રાગ ઉપરનો.**

જીવ બ્રહ્મ એક છે રે, લહો મહા વાકયનું જ્ઞાનજી;
તત્વમસિ તે તુંજ છે, સમજ ગુરૂની શાન. જીવ૦ ૧
એ લક્ષ છે તાહરો, ભેદ હૃદય ગ્રંથીને છેદજી;
કર્મ બળે ચિર કાળનાં, નિશ્ચે કર નીજ અભેદ, જીવ૦ ૨
ભેદ બુદ્ધિ ભયનો હેતુ, જરા મરણ થાયજી;
ગિતામાં શ્રી કૃષ્ણે કહ્યું. અર્જુનને સમજાય. જીવ૦ ૩
હું છું તે તુંજ છે, તુજ મુજમાં નહી ભેદજી
હું આત્મ એક અમ્મર જાણી, ઉરથી દુર કર ખેદ. જીવ૦ ૪
જરા મરણ ધર્મ વપુ કેરો, ક્ષુધા પીપાસા પ્રાણજી,
હરખ શોક ધર્મ મન તણો, પોતે શુદ્ધ ભગવાન જીવ૦ ૫
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય નહિ તું, તું નહિ શુદ્ર જાણજી;
ચાર આશ્રમ નથી તાહરે. તું તેનાથી ભિન્ન માન. જીવ૦ ૬
બાળ યૌવન વૃદ્ધ ગૌર કૃષ્ણ, તે નહિ તું પ્રમાણજી;
એ વિનાશી ધર્મ વિના, ચૈતન્ય વ્યાપક જાણ. જીવ૦ ૭
સ્થુળ સુક્ષ્મ ને કારણ, મહા કારણ કહેવાયજી;
જાગૃત સ્વપ્ન સુશુપ્તિ, તુર્યાતિત સદાય. જીવ૦ ૮
અવિનાશી જેમનો તેમ, અરૂપ બ્રહ્મ જાણજી.;
કહે **સોમો** મુકતાનંદ ચરણે, વેદ વચન પ્રમાણ. જીવ૦ ૯

પદ ૯-રાગ ઉપરનો,

જગત એવું જાણુંરે, જેમ મૃગ તૃષ્ણાનું જળજી,
સુરજ ઉદય ભાસે ખરૂં, નહિ પ્યાસ નાશનું બળ. જગં૦ ટેક, ૧
મૃગ પિવા ધાય પણ, પ્યાસ ના છીપાયજી;
એમ અજ્ઞાની આથડે, બહાર જોવા જાય. જગત૦ ૨
છીપોલીમાં રૂપુ ભાસે, જેવરી માંહી સાપજી;
ગાંધર્વ નગ્ર આકાશમાં, ભ્રાંતિએ ભુલ્યો આપ. જગત૦ ૩
વંઝાનો જેમ છોકરો, પહેરે ફુલની માળજી;
સસલાને જેમ શિંગડાં, એવું ખલક વિચાર. જગત૦ ૪
હોય નહિ ને ભાસ થાયે, ભ્રાંતિ એ કહેવાયજી;
ભ્રાંતિ ભાગે સદ્‌ગુરૂ ત્યારે, સુખ શાંતિ થાય. જગત૦ ૫
એ વિશેષણ વાળા ગુરૂથી, દિલનો ધોખો જાયજી,
બ્રહ્મનિષ્ટ બ્રહ્મ શ્રોત્રિય, નિઃસંદેહ બોધ થાય. જગત૦ ૬
કહે સોમો ગુરૂ જ્ઞાની કરવા, ઉતરવા ભવ પારજી;
જાગે જગત મિથ્યા ભાસે, એક બ્રહ્મ સત્ય સાર. જગત૦ ૭

પદ-૧ રાગ ( આત્મા એક છે રે )-એ રાગ.

પ્રાણી તમે પ્રીછજોરે, આવ્યો મનુષ્યા અવતારજી;
સદ્‌ગુરૂને શરણે રહીને, ઓળખો જગ કીરતાર. પ્રાણી, ૧
શુભાશુભ નિજ કર્મે કરી, બંધાયો છે પિંડજી;
દેવ દાનવ પશુ પક્ષી, એમ અખિલ બ્રહ્માંડ. પ્રાણી, ૨
સુખ દુઃખ છે પિંડનું, માટે તેનો ન રાખવો રોષજી;
કર્યા કર્મ ભોગવવાં, એમાં ઇશ્વરનો શો દોષ, પ્રાણી ૩
સમદૃષ્ટિ છે વિભુ તણી, તમે વિચારી જુઓને મનજી;
વરસાદ વરસે સઘળે સરખો, કંઇ પાકે ન પાકે અન્ન. પ્રાણી ૪
બીજ રહ્યું હોય ત્યાં લગી, સેજે ઉગે ને અક્ષપાયજી;
પાવક લાગ્યા વિના તેની, જડ મૂળ ન જાય પ્રાણી ૫
શાસ્ત્ર અનુસાર કરે, જો પુરૂષાર્થ પહેલજી;

ગુરૂગમ જ્ઞાન વડે પુર્વે, સંચિત કર્મ ને ઠેલ પ્રાણી ૬
અહંકૃતી ત્યાગી કરે, નિત્ય નૈમિતિક કર્મ જંતજી:
કમળને જળ પરસે નહિ, આવે અવિદ્યા કાર્યનો અંત. પ્રાણી ૭
પુરા સદગુરૂ સત મળે, ત્યારે ઉઘડે અનુભવ આંખજી:
કહે સોમો ઉડી આકાશ જાવે, આવે જ્ઞાન વૈરાગ્યની પાંખ પ્રાણી ૮

## પદ ૩ જું–રાગ ઉપરનો.

નહીં તેને શું નિંદીએરે, રહીએ નીજ અનુભવ માંયજી.
ઇંદ્ર જાળવત જગતછે, નજરે કરી દેખાય જે કાંય. નહીં. ૧
સ્વપ્નામાં જેમ કાશી દરસે, દેવને દવારજી.
જાગીને જોતાં કાંઈ ન દીસે, કાશીને કદાર. નહીં. ૨
નજરબંધી મદારી કરે, તે ચામમાં સાપ દેખાયજી:
ભુજંગ દેખી લોક નાસે. જાણે હમણાં ખાવા ધાય. નહીં. ૩
જંબુરાને મન જેવરી. નિત્ય કરે જોગીનો સંગજી:
હાથે ઝાલીને કોટે વળગાડે, તેને વિષ ન વ્યાપે અંગ. નહીં. ૪
ડીકરાનો કરે રૂપીઓ, સૌ જુવે નરને નારજી:
પીકચર નાટકના ખેલ જેવો, આ સઘળો છે સંસાર. નહીં. ૫
એકનો અનેક થઇને, માંડી રમત રમવા રામજી;
આપે સેવક ને આપે સ્વામી, વચ્ચે જગત કલ્પ્યું નામ. નહીં, ૬
સુરજમાં જેમ કિરણો રહે છે, પ્રતિબિંબ પડે જળ માંયજી:
તેમ ચૈતન્ય ઘન સૌને વિષે. પટ તંતુથી ન્યારો નોય. નહીં. ૭
બહાર ભિતર સઘળે સરખો, અણુ ઠાલો નહીં ઠામજી;
જગત જુગદીશ રૂપ છે, અખંડ પુર્ણાનંદનું ધામ. નહીં. ૮
હું તું ને તે ટળે, ત્યારે અદ્વૈત થઇ રહેવાયજી:
કહે સોમો જેમનો તેમ સદા, વાણીથી ન કહેવાય. નહીં. ૯

## ભજન ૧

નહી મળે નહી મળે નહી મળે, સદગુરૂ વીનાં પ્રભુ નહી મળે.
શોદ હડીઓ કાડી કાડી મરે, સદગુરૂ ટેક ૧
મગ નાભીમાં રહી છે કસ્તુરી, સુગંધી લેવાને વન ફરે. સદગુરૂ ૨
પોતાની છાયા દેખી ગજ લડતાં, અજ્ઞાની સિંહ કુપમાં પડે. સદગુરૂ ૩
સ્વાન પેઠું કાચના મંદિરમાં, સામું કુકર દેખી ભસી મરે, સદગુરૂ ૪
હાથમાં કંકણ ને બાહેર ઢુંઢે, ભરમણામાં ભટકાઇ મરે. સદગુરૂ ૫
નવાં નવાં પુસ્તક હાથે વાંચે, ગુરૂગમ વસ્તુ ના જડે. સદગુરૂ ૬
કહે સોમો સદગુરૂને સેવેતો, તારા પાસમાં પ્રભુ મળે. સદગુરૂ ૭

## ભજન ૨—રાગ ઊપરનો.

જો કરે જો કરે જો કરેરે, સદગુરૂનો સંગ જો તું કરે.
તારા પિંડમાં થી પ્રભુ મળે. સદગુરૂ ૧
સદગુરૂની સાંનકામાં સમજીને, નીરવાણ પદે જો ચડે. સદગુરૂ ૨
સદગુરૂના મહા વાક્યથી, તત્વમસિ તે તું ઠરે. સદગુરૂ ૩
દેહ ત્રણ દસ્ય વિનાશી, તું સાક્ષી ચૈતન્ય ના મરે. સદગુરૂ ૪
જાગ્રત આદિનો તું દ્રષ્ટા, તુરિયા તિતમાં મન ભળે. સદગુરૂ ૫
સચરાચર વ્યાપક સૌમાં સરખો, આવાગમન ન મળેઃ સદગુરૂ ૬
કહે સોમો તે પદ તું પોતે, શુદ્ધ વિચારે જ્ઞાનમાં ગળેઃ સદગુરૂ ૭

## પદ ૪ થું—રાગ ઉપરનો.

સ્વેપદ જાણીયોરે, બોલે બોલણુ હારજી;
અણછતો તે છતો થયો, જ્યારે હુંની કાઢી ભાળ. સ્વે૦ ૧
હું તું ને તે ટળ્યો, ઠર્યો અદ્વૈત આપો આપજી;
હું ખોવાણો આપમાં, ત્યારે સઘળે દેખ્યો વ્યાપ સ્વે૦ ૨
વાજું જેમ વગાડ્યું વાગે, નાદ વાજા અનુસાર હોયજી;
પ્રેરક પ્રેરણા વડે બોલે, જડ વપુ વાજું જોય. સ્વે૦ ૩

બ્રહ્મ સાગર ભરપુર ભર્યો, તેમાં પરપોટા છે સ્થુલજી;
મથન કરતાં હાથ લાગ્યું, રામ રતન અમૂલ્ય. સ્વે૦ ૪
નિરાકાર નિરલેપ ચૈતન્ય, નિરગુણ નિરાધારજી;
તે પદ પોતે પ્રિછતાં, બાવન અક્ષરથી બહાર. સ્વે૦ ૫
મન બુદ્ધિ ચિત્ત અહંકાર તણો, સાક્ષી એ કહેવાયજી;
પાંચ કોશ પર આત્મા, અનુભવથી ઓળખાય. સ્વે૦ ૬
જાગૃત સ્વપ્ન સુષુપ્તી, નહિ તુરીયા મુજ માંયજી;
તુરીયાતીત નિર્વિકલ્પ સદા, જેમનો તેમ હોય. સ્વે૦ ૭
વેદ પુરાણ પહોંચે નહિ, પામે મનવાણી વિરામજી;
કહે સોઓ ન ગ્રહે ન ત્યાગે, સો મોક્ષ પદ ધામ. સ્વે૦ ૮

પદ ૫ મું—રાગ ઉપરનો.

હક્ક છે તુજમાં રે, લહો શીરના સાટે બ્રહ્મજી;
અંતરવૃત્તિ કરીજો, સોહં ઉઠે દમપર દમ. હક્ક છે. ૧
તારૂં સુખ છે તુજમાં, બહાર સુખ લેવા કયાં ધાયજી;
મૃગ તનમાં કસ્તુરી, પણ વનોવન ભટકાય. હક્ક છે, ૨
વિષય વૃત્તિના અંતરે, અવરાયો અનિતજી;
પોતાને ગયો વિસરી, જર્જ પરશું કીધી પ્રીત. હક્ક છે૦ ૩
કાચ સદનમાં શ્વાન પેઠું, દેખી પોતાની છાંયજી;
સામું કુકર દેખીને, ભશી થાકયો તેની માંય. હક્ક છે. ૪
એવું જગત બધું જાણવું, ગુરૂ વિના જ્ઞાન ન થાયજી;
નિજ દેહાભિમાને કરીને. ઉપજે ને વણશી જાય. હક્ક છે. ૫
ભેદવાદી ભરવાડે, સિંહ બાળને નાંખ્યો પાશજી;
અજા સંગે વાડામાં પુરતા, પડયો અજાનો અભ્યાસ. હક્ક છે. ૬
મોટા સિંહે સ્વરૂપ લખાવ્યું, ત્યારે આવી મનમાં ધીરજી;
અજા લાગી નાસવા, હુકવારો કીધો સિંહ વીર. હક્ક છે. ૭

વેદ વેત્તા બ્રહ્મનીષ્ટ, નિસ્પૃહા હોય કોઈ સંતજી;
કહે સોમો તેના સંગથી, સેહેજે થાય શિવ રૂપ જંત. હક્ક એક. ૮

પદ ૬ ઠ્ઠું—રાગ ઉપરનો.

મનુષ્યાદેહ આવિયોરે, ભાઇઓ કરો નિજનો શોધજી;
સત્ય સંગત કરી લેવો સદગુરૂનો બોધ. મનુષ્યાદેહ. ૧
એક તું છે એક તું છે, એમ વદે સૌ કોયજી;
હું કોણ હું ક્યાંથી આવ્યો, ક્યાં પિંડ પડે જાવું મોય. મનુષ્યાદેહ. ૨
અડ ફને જઇ અહોનિશ જાચે, દુઃખ ન જાવે લેશજી;
મન શુદ્ધ નિરાશ થયા વિના, ન મટે ઉરથી કલેશ. મનુષ્યાદેહ. ૩
અડશઠ તીરથ વ્રત કરે, મન ઠરી ન બેસે ઠામજી;
ગંગા ગોમતીમાં નિત્ય નહાએ, ન મળે શ્રીરામ. મનુષ્યાદેહ. ૪
બાવા થઈ જપ તપ કરે, કદી અન્ન ઉદક ન ખાયજી;
છુટવા ઉપાય કરે ઘણેરા, તેમ બેવડા પાશે બંધાય. મનુષ્યાદેહ. ૫
ઘરનું ઘોર અંધાર, બાહેર દીવા કરે ન જાયજી;
ઘરમાં દીવો લેઈ માંહે પેશીએ, તો તરત અજવાળું થાય. મનુષ્યાદેહ, ૬
હિમાળે જઇ હાડ ગાળે, જો લુંચાવે સઘળા કેશજી;
જ્ઞાન વિના મુક્તિ નહિ, ભલે ધરે સંન્યાસીનો વેશ. મનુષ્યા દેહ. ૭
શુદ્ધ મતિને શાનકા, મંદ મતીને કહે શું થાયજી;
મરકટને સોમા શીખ દેતાં, સુગ્રીનું ઘર જાય. મનુષ્યા દેહ. ૮

પદ ૭ મું.—રાગ ઉપરનો.

સંગત કરીએ સંતનીરે, જેથી પાઇએં નિજ સ્વરૂપજી;
તાપ બુઝે તનમન તણા, ટળે શોક ભવકુપ. સંગત. ૧
સંગત તો સૌ કોઇ કરે, પણ સંગતે સંગતે ફેરજી;
એક સંગતે ચોરાશીમાં ભમે, એક સંગતે બેસે નીજ ઘેર. સંગત. ૩
નિસ્પૃહા પરોપકારી, દયાળુ સદ્ગુરૂ દેવજી;

તનમન અરપી તેહને, જો કરે નીરંતર સેવ. સંગત. ૩
કંઠી બંધાવીને કાન ફુંકાવ્યે, જનમ મરણ ન જાયજી;
દિલના દોષ ટળ્યા વિના, ભવમાંહી ભટકાય. સંગત. ૪
ભરમે ગયેલું મનડું, ન મુકે પોતાનો મતજી,
સ્વરગ ભોગને સત્ય માની, તેની કર્મ ઉપર રત. સંગત. ૫
વેદ શાસ્ત્ર પુરાણનો, સમજી શક્યો નહી સારજી;
કર્મ ફળ સુણી રાચતો, મતી વિનાનો ગમાર. સંગત ૬
ગરવો થઈને ગોવિંદ સમરે, માંહી ધનની ધાંખજી;
સદ્ગુરૂને સેવ્યા વિના, ન ઉઘડે અનુભવ આંખ. સંગત. ૭
પડોળ પરાં થયા વિના, અંધારે અથડાયજી;
ઉલૂક સદા અંધ રહે, તેને રવિ ન દરશાય. સંગત. ૮
પૂરા સદ્ગુરૂ સંત મળે, તો લાગે રંગનો પાશજી;
સ્વામી મુક્તાનંદ ચરણે, સાચું કહે સોમદાસ. સંગત. ૯

પદ ૮ મું.—રાગ ઉપરનો.

પારસ મણી શું કરે રે, જો હોય લોહામાં કાટજી;
શુદ્ધ નિરાશ થયા વિના, ન હોવે કંચન પાટ. પારસમણી. ૧
પટ ઉપર ડાઘ પડયા ગળીના, તે કેમે ન જાયજી;
ભઠ્ઠી માંહી નાખ્યા વિના, શુદ્ધ કદુ ન થાય. પારસ. ૨
ધોબી ઉપર સાબુ દઈને, જો નાખે તપ્પણ નિત્યજી;
સતસંગ કરતાં જીવ સુધરે, નિરમળ થાએ ચિત્ત. પારસ. ૩
હરી ભજનમાં કરે કલોલ, નિત્ય કોરમ કોરા આયજી;
છેડે પલાળીને કંકર બાંધે, તોએ કોરા તે રહી જાય. પારસ. ૪
સદ્ગુરૂ તેમાં શું કરે, જો હોય પાત્રમાં પાપજી;
તર્ક મતી ઘણા તર્ક ઉઠાવીને, કરે વચનનો ઉથાપ. પારસ. ૫
મેલું મનડું સમજે નહિ, કદી ચલ્લા આવી દે બોધજી;

પૂર્વે પુન્ય ઉદય વિના, ન લહે નીજનો શોધ. પારસ. ૬
પૂરણ શ્રદ્ધા હોય તેના, રૂદિયામાં લાગે રંગજી;
સ્વામી મુક્તાનંદનો, દાસ સોમને મળ્યો સંગ. પારસ. ૭

## પદ ૯ મું—રાગ ઉપરનો.

સ્વપનું સંસાર છે રે, આ માંડણી માંડી તે ફોકજી;
અવિનાશી નીજ આતમા, જાણે જે વિરલા કોક. સ્વપનું. ૧
દ્રષ્ટીએ કરીને જે દેખીએ, તે સાચું ના કહેવાયજી,
મન કલ્પે તે સરવે માયા, અંતે વણસી જાય. સ્વપનું. ૨
નવ ખંડ ને ચૌદ બ્રહ્માંડ, ચાર લોક ગવાયજી;
અથર વિનાશી એહ છે, કાળના ગ્રાસમાં જાય. સ્વપનું. ૩
ઉપજે વણશે તેજ માયા, માયામાં શું રહ્યો મોયજી;
રામ કૃષ્ણે લીલા કરી, એવા સમરથ રહ્યા ન કોય. સ્વપનું. ૪
મન તું આશા કોની કરે છે, તૃષ્ણામાં કેમ તણાયજી;
સાચું કાંઇ રંચ નથી, જગ ભ્રાન્તિથી જણાય, સ્વપનું. ૫
રાત કેરા રૂપમાં, ભાસે જેવરીમાં ભુજંગજી;
જેવરી જાણે ભુજંગ નાશે, જો હોય સદ્‌ગુરૂનો સંગ. સ્વપનું. ૬
સંગે રંગ લાગે સહી, ત્યારે જીતે સત્વર જંગજી;
વૈરાગ ઉપને સુખ આવે, થાય કામના કેરો ભંગ. સ્વપનું. ૭
ત્યાગ કર્યા વિના વાસના, ફરે લક્ષ ચોરાશી ફેરજી;
સાધન સાધે ન છુટે, ઠરી બેસે નહિ નિજ ઘેર. સ્વપનું. ૮
સદ્‌ગુરૂને સેવ્યા વિના, જઇ પુજે ભુતને પ્રેતજી;
ઉપજે વણસે તેના સાથે, મુઢ મતિએ કીધું હેત. સ્વપનું. ૯
કાણ આવી છોડાવે, અંતે કાળ આવીને ખાયજી;
કહે સોમો પુરા ગુરૂ મળે તો, જીવ અમર થઇ જાય. સ્વપનું. ૧૦

પદ ૧૦ મું.—રાગ ઉપરનો.

સદ્‌ગુરુ સેવ્યા વિનારે, જીવ ફરે ચોરાશીની ખાણુજી;
અંતે જમડા લેઇ જાતાં, કરે ખેંચતાણ. સદ્‌ગુરુ. ૧
અનેક સાધન હાથે સાધી, બંધાયો બેવડે પાશજી;
ઘરમાં રહ્યું ઘોર અંધારૂં, જ્ઞાનદીપક કીધો નાશ. સદ્‌ગુરુ. ૨
માતા સાધી ભૈરવ સાધ્યા, સેવ્યા ભોળાનાથજી;
પોતાને તો ભૂલી ગયો, જઇ ભરી અવર શું બાથ. સદ્‌ગુરુ. ૩
નકલને સહુ રહ્યું વળગી, અસલનો ન કીધો શોધજી:
કામના અંતર સ્વર્ગની, ના લહે ગુરૂનો બોધ. સદ્‌ગુરુ. ૪
બોધ કેમ કરીને લેવે, કામનામાં ન પડે સૂઝજી;
સ્વર્ગ ભોગને સત્ય માને, સમજણ વિના અબુજ. સદ્‌ગુરુ. ૫
બુચટ તે કોઇને ન બુજે, કરે મનની દોડાદોડજી;
ચાર ધામને અડસઠ તીરથ, ફર્યો પિંડ બ્રહ્માંડ. સદ્‌ગુરુ. ૬
તોય મન ઉછાળા મારે, કદી ઠરી ન બેઠો ઠામજી:
વૃક્ષ ફળ દેખી મરકટ ફરે, ડાળે આમથી આમ. સદ્‌ગુરુ. ૭
મરકટ મતિ ફળ ખાવામાં, ઝડપ પકડાઇ જાયજી;
મદારી ફાંસો ગળે ઘાલી, રમત રમાડી ખાય. સદ્‌ગુરુ, ૮
કસાઇ નિજ સ્વાર્થ માટે, અજાનો લે છે જીવજી;
કહે **સોમો** ગુરૂ પુરા મળે તો, જીવને થાપે કરી શીવ. સદ્‌ગુરુ. ૯

પદ ૧૧ મું—રાગ ઉપરનો.

ભાવશાર તે ખરારે, જો જડે ભાવશારની જાતજી;
નહિ તો ભાવસાર ન જાણવો, છે હરિરૂપ સાક્ષાત. ભાવસાર. ૧
ભાવશાર થઇને ભુલો પડ્યો, હાથે પાડી પોતપર ભાતજી;
છીદરી અંગાળુ કરી છાપતો, ન પડી પોતની પરખ્યાત. ભાવ. ૨
પોતની પારખ ના પડી; આખી ઉમ્મર તેમાં જાયજી;

પાત પરખે પદ હાથ લાધે, તો અમૂલ્ય લાભ કમાય. ભાવ. ૩
પટતંતુનો ખોજ કરે, આ તાર શેમાંથી થાયજી;
પુણી તપાસે મૂળ જડે, આ તો કપાસ કહેવાય. ભાવશાર. ૪
પણ કપાસનું બીજ વિચારે, પટતંતુ ઓળખાયજી;
બીજ આદ્ય ઓંકારમાંથી, નામ રૂપ સૃષ્ટિ થાય. ભાવસાર. ૫
દષ્ટાંત સિદ્ધાંત કરી સમજે, તે બુદ્ધિશાળી કહેવાયજી;
પણ સદ્‌ગુરૂને સેવ્યા વિના, જ્ઞાન કંઈ ન થાય. ભાવશાર. ૬
પાત પટની પેર પ્રીછતાં, નામ રૂપ કલ્પિત જણાયજી;
કપાસ વિના પટતંતુ, ભાત રંગ ન ભરાય. ભાવશાર. ૭
ગુવન ધરચોળુ છાલ છીંદરી, એ વચે પડીયાં નામજી;
આદ અંત વિચારતાં, ઠરી બેસે નિજ ઠામ. ભાવશાગર. ૮
હાડ માંસ રૂધિર તણો, ભર્યો કાયા ચામનો કુંડજી;
મારો કરી માની લીધો, તેને દેખી રાચે મતી મૂઢ, ભાવશાગર. ૯
પુરા સદ્‌ગુરૂ સંત મળે, ત્યારે છીપાપણું મટી જાયજી;
કહે **સામો** આદ અનાદિની, અસલ જાત ઓળખાય. ભાવશાર. ૧૦

## પદ ૧૨ મું—રાગ ઉપરનો.

હશે કોઇ અનુભવીરે, કરે આતમ સાથે સ્નેહજી;
આપ સદા ન્યારા રહેવે, જાણી મિથ્યા દેહ. હશે૦ ૧
કૃત્ય સઘળાં દેહનાં, તેના સામું તે ન જોયજી;
બીજક બાળે બ્રહ્મ અગ્નિમાં, દ્વૈત ભાવ ન હોય. હશે૦ ૨
પાપ તેને પરસે નહિ, નિત્ય જ્ઞાન ગંગામાં નહાયજી;
અહોનીશ કમળ જળમાં રહેતાં, લેપ કંઈ ન થાય. હશે૦ ૩
કુંભાર ઘડો ઉતારી લે, તોય ચાક ફરે જેમ ફેરજી;
તીર છુટી ગયું હાથથી, પાછું વાળ્યું ન આવે ફેર. હશે૦ ૪

જીવન મુક્તા જગમાં રમે, જેમ અનળ આકાશજી;
ચિત્ત ચૈતન્યમય રહે, દેહ ભોગે સંસાર વિલાસ હશે૦ ૫
શેષ પ્રારબ્ધ કર્મ વડે, કરે ભ્રમણ પિંડ બ્રહ્માંડજી;
ક્રિયા કરતાં લોક દેખે, દુરમતિયા મતિમંદ. હશે૦ ૬
નિંદા સ્તુતિ જે કરે, તેનાં પુણ્ય પાપ ફળ લેતજી;
રાગ દ્વેષી જન તેને, શુદ્ધ કરી તે દેત. હશે૦ ૭
કદાપી ચંડાળ ઘરમાં જો, સંતનો પિંડ પડી જાયજી;
કહો **સોમો** સદા મુક્ત છે, એમ વેદ શ્રુતિ ગાય. હશે૦ ૮

## પદ ૨ જું. રાગ ઉપરનો.

ગુરૂ જ્ઞાનિ મળ્યારે, મને આપ્યો આત્મ લક્ષજી;
દેહાભાવ છુટિ ગયો, હવે મટી પક્ષાપક્ષ. ગુરૂ૦ ૧
જળ તરંગ પરપોટા, જળથી ભિન્ન ન જાણજી;
ઉપજે વણશે જળમાંહી, એમ વસ્તુ લે પીછાન. ગુરૂ૦ ૨
મેઘ વૃષ્ટિએ બીન્દુ કહિયે, ફોરાં તેનું નામજી;
ફોરાં ફુટી જળ થાયે, તેનો ગંગા મધ્યે ઠામ. ગુરૂ૦ ૩
નિરની નવસે નવાણું, નદિ નામ કહેવાયજી;
સમુદ્રમાંહી સમાતાં, નામ નદિ ટળિ જાય. ગુરૂ૦ ૪
તલાવ કૃપ વાપી કેરૂ, તે પણ જળ કહેવાયજી;
શુદ્ધ અશુદ્ધ હોય ભલે, જમનામાં મળી જાય. ગુરૂ૦ ૫
સાગરનું નિર વાદળે ભર્યું, આકાશમાં લેઇ જાયજી;
આવનિ પડતાં વરસાદ કહેવાય, નદિમાં એકતા થાય. ગુરૂ૦ ૬
જગત બુંદબુંદા લેહેરી કહીયે, બ્રહ્મ સાગર સમાનજી;
કહે **સોમો** મારાપણું મુકી, હરહરિજન એક માંણુ ગુરૂ૦ ૭

## ભજન ૧ રાગ બિહાગ.

ભવસાગર કોણ તારે, સદગુરૂ વિના, ભવસાગર કોણ તારે—ટેક—૧

આશા નદી હે બડી ભારી, બહુત જીવ સમંજારે;
નામ નાવ વિના પાર ન પાવે, ડુબ મરે જલ ભારે. સદગુરૂ ૨
કાયા નાવ પડયું સાગરમાં, કૈસે ઉત્તરે પારે;
ચંચલ ચિત્ત મન પવન વેગ હે, નાવ ન ચાલે એક ધારે. સદગુરૂ. ૩
જાવું છે દુરને રાત અંધારી, નિર ભર્યાં હે અપારે;
કામ ક્રોધ મદ લોભ ખારવા, નાવ સઢ ન ચઢારે. સદગુરૂ. ૪
માયા મદિરા પી કરી બેઠા, અધબીચ જાય ડુબારે;
તૃષ્ણા પુરમાં પડે સંસારી, ગ્રાહ બસે બડે ભારે. સદગુરૂ. ૫
ભ્રાંન્તીના માંહી ભમરા વળત હે, તરંગ ઉડત હે ખોટારે;
ર્ષો માન બડાઇ ભારી, કૈસે હોવે કીનારે. સદગુરૂ. ૬
કાયા નાવ ભયા પુરાણા, વિચાર ઉર ના ધારે;
અબ તો મુરખ ચેત લે મનમાં, કયું ડુબત જલ ખારે. સદગુરૂ. ૭
ગુરૂ ખેવટીઆ મલે જો સાચા, જ્ઞાન જાહાઝ બેડારે;
કહે **સોમો** ભવ સીંધુમાંથી, સેહેજે પાર ઉતારે. સદગુરૂ. ૮

**કીર્તન ૧** રાગ—હાંરે ચાલો ડાકોરમાં જઈ વશીએ એ રાગ.

જાય છે જાય છે જાય છે રે, તાહારા હરિ ભજ્યાના દીન જાય છે,
તાહારા ઘટમાં બેઠો કાળ ખાય છેરે. તાહારા. ૧
ગર્ભવાસમાં કોલ કરી આવ્યો, કૃતઘ્ની કેમ થાય છેરે. તાહારા. ૨
બાલકપણો રમતમાં ખોયો, જોબન કામ સતાય છેરે. તાહારા. ૩
જવાની લટકુ ચાર દીવસનું, વીજળી ચમકારો થાય છે. તાહારા. ૪
ઉગ્યો તે તો આથમી જવાને, ઝાકળ નિર સુકાય છેરે. તાહારા. ૫
વૃદ્ધપણામાં રોગે ઘેર્યો, તૃષ્ણા નદીમાં તણાય છેરે. તાહારા. ૬
પ્રભૂ સ્મરણ વિના જીવ અજ્ઞાનિ, ચોરાશીમાં ભટકાય છેરે. તાહારા. ૭
કહે **સોમો** મુક્તાનંદ ચરણે, હરિભજે હરિમાં સમાય છેરે તાહારા. ૮

## કીર્તન ૨ રાગ ઉપરનો.

થાય છે થાય છે થાય છેરે, સીતારામ ભજેથી સુખ થાય છે.
જન્મ મરણ દુઃખ જાય છેરે. સીતારામ.
મનુષ્યા દેહ મળ્યો મહા મોંઘો, દેવાદિક જેને ચહાય છેરે. સીતારામ.
કામ ક્રોધ ને મોહ મમતામાં, અજ્ઞાની ગોથાં ખાયછેરે. સાતારામ.
ભાવ ભક્તિ દૃઢ કરીને, નિત્ત સત્સંગમાં નાહાય છેરે. સીતારામ.
દયા ક્ષમા સંતોષ રાખે જે, તે જન રામ રસ પાય છેરે. સીતારામ.
સંત સમાગમ જેને વાહાલો લાગે, તે માહા રસ મેવા ખાય છેરે સીતારામ.
કહે **સોમો** તે વૈકુંઠના વાસી, એમ વેદ પુરાણ ગાયછેરે, સીતારામ.

## કીર્તન ૩ જું. રાગ ઉપરનો.

રામ છે રામ છે રામ છેરે, સાચા સગા તે સીતારામ છે.
માહારો વાહાલો શ્રી ઘનશ્યામ છેરે. સાચા ૧
પ્રપંચ કરીને ધન ભેગું કીધું, સાથે ન આવે એક દામ છેરે. સાચા ૨
માતપિતા સુત નારિ ત્હારી, એ સ્વાર્થયાં તમામ છેરે. સાચા ૩
માહરૂં તાહરૂં શીદ કરી મરે છે, અહીં રહેવાનું નહી ઠામ છેરે. સાચા ૪
જેવો તું આવ્યો તેવો જવાનો, સાથે હરિ પ્રભૂનું નામ છેરે. સાચા ૫
ધર્મ કરેલો તાહારી સંગે આવે, એજ ઠરવાનો વિશ્રામ છેરે. સાચા ૬
કહે **સોમો** માની લેજો સાચું, જેને હરિ ભજ્યાની હામ છેરે. સાચા ૭

## કીર્તન ૪ થું. રાગ ઉપરનો.

હાંરે અંતે બેલી સીતારામ છે, જેની જીભે હરિનું નામ છેરે—ટેક અંતે.
પ્રપંચો કરીને ધન ભેગુંરે કીધું, બાંધ્યા મોટેરા ધામ છેરે. અંતે. ૨
દયા ધર્મ સંતોષ ના જાણ્યો, તે ઘર બાળ નકામ છેરે. અંતે. ૩
અધર્મમાં ધન ખરચી નાંખે, એ અકર્મી અકામ છેરે. અંતે. ૪
દયા ધર્મ વિના ધન શા ખપનું, તેને જાણવું હરામ છેરે. અંતે. ૫
કહે **સોમો** જે ધર્મને પાળે, તેનો પરલોકમાં વિશ્રામ છેરે. અંતે. ૬

## કીર્તન ૫ મું. રાગ ઉપરનો.

સાર છે સાર તે સાર છેરે, હરિ રામ ભજનમાં સાર છે,
જીવ આવ્યો મુસાફરી કરવા. અહી રહેવું દીવસ ચાર છેરે. હરિ રામ.૧
મોહ નિંદ્રામાં શું ઉંઘે છે, માથે ભમતો કાળ છેરે, હરિ રામ. ૨
આજ કાલમાં લેઇરે જાશે, તેમાં વાર નહી લગાર છેરે. હરિ રામ. ૩
હરિનું સ્મરણ કરને પ્રાણી, એ સંતનો વહેપાર છે. રે. હરિ રામ. ૪
કહે **સોમો** ચેતીરે લેજો, હીતનાં વચન સુખકાર છેરે. હરિ રામ. ૫

## કીર્તન ૬ ઠું. રાગ ઉપરનો.

સુખ છે સુખ છે સુખ છેરે, નિત્ય હરિ ભજનમાં સુખ છે.
બીજા બધામાં દુઃખ છેરે, નિત્ય હરિ. ૧
કામ ક્રોધનો ત્યાગ કરીને, હરિ સ્મરણ જેના મુખ છેરે. નિત્ય હરિ. ૨
વિષય સુખને વિખરૂપ જાણે સતસંગતની ભુખ છેરે. નિત્ય હરિ. ૩
તિવ વૈરાગ્ય ઉપને જો મનમાં, તેને આઠો જામસુખ છેરે. નિત્ય હરિ. ૪
કહે **સોમો** ગોવીંદ ગુણ ગાશે, ધન્ય જનેતાની કુખ છેરે. નિત્ય હરિ. ૫

## પદ ૧–રાગ પ્રભાત.

( મુજ અબળાને મોટી મીરાંબાઈ ) એ રાગ.

જાગોને એ પ્રાણી મારા, જાગોને એ પ્રાણીરે;
શીરપર કાળની નોબત વાગે, શું સુતો સોડ તાણીરે. જાગો૦ ૧
અનેક જન્મ તારા ગયા નીંદ્રામાં, તોયે તું ના ધરાણીરે;
આળસ તજીને ઉઠ અભાગી, અવસર રૂડો લે જાણીરે. જાગો. ૨
આ વેળા છે હરી ભજવાની, મળ્યો મનુષ્યા દેહ મણીરે;
ચોંપ કરીને ચેતી લેને, આયુષ્ય નદીનું છે પાણીરે. જાગો. ૩
ચઢયું પુર તે ઉતરી જશે, જેમ વાદળ વીખરાણીરે;
ચાર દીવસમાં વહી જાશે, જોબન લે તું જાણીરે. જાગો. ૪

જાશે જવાની જરા આવશે, અથર કાયા કંપાણીરે;
જમડા આવી ઝડપ ઝાલે, કુટી મારે જમ હાણીરે. જાગો. ૫
પાંચ અસુર વસે કાયામાં, તેને વશ થયો અભિમાનીરે:
આતમ ઘાત કરશે તારી, તે ખબર ન જાણીરે. જાગો. ૬
પાંચ પચીસ ભેગા રહીને, કરે છે ધુળધાણીરે;
લંપટ સાથે લપટાઈ રહ્યો, સમજ્યો ન પામર પ્રાણીરે. જાગો. ૭
ચાર પહોર પહેવારમાં ગાળી, ચાર પહોર ઉંઘમાં ગમાણીરે;
એક ઘડી સતસંગ ન કીધો, નીવૃત્તિ ન આણીરે. જાગો. ૮
વહેવારમાં તું વડો કહેવાયો, ઘરનું તરીસું તાણીરે;
છળકપટ કરી ધન હરી લાવ્યો, સર્વે મળીને માયા માણીરે. જાગો. ૯
તોએ ન સમજ્યો અજ્ઞાની, આંધારી બાંધી તાણીરે;
ઘાંચી ઘરના બળદની પેરે, ફર્યો માયાની ઘાણીરે. જાગો. ૧૦
લોચામાં તું લુબ્ધાઈ રહ્યો, ન ભજ્યા સારંગપાણીરે;
આઠ પહોર તારા અફળ ગયા, કેમ કરી છુટે ભવ ખાણીરે જાગો. ૧૧
કહે **સોમો** સમજ મન મારા, શીખ સંતોની લે માનીરે;
હરી ગુરૂ સંતને હરખે સેવો, હરી ભજો ભાવ આણીરે. જાગો. ૧૨

પદ ૨—રાગ પ્રભાત-ઉમરનો:

જાગીને હરી ભજો પ્રાણી, આતમ અમ્મર હયો જાણીરે:
મૃગ તૃષ્ણાવત જગત પીછાણો, જેમ ઝાકળનું પાણીરે. જાગી. ૧
ઝાકળ નીર તે પળમાં સુકાશે, રવી ઉગે અલપાણીરે;
અંડજ સ્વેદજ ઉદ્ભીજ જરાયું, એ છે ચાર ખાણીરે. જાગી० ૨
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય નહિ તું, નહી શુદ્ર લે જાણીરે;
તું છે જીવન વિશ્વાધારા, એમ વદે વેદ વાણીરે. જાગી० ૩
ચાર આશ્રમ નથી તારે, નહિ બાળ વૃદ્ધ કે હાણીરે;
અવસ્થા ચારનો તું સાક્ષી, સચ્ચિદાનંદ ઉર આણીરે. જાગી० ૪

તુરિયાતિત તુંહી કહાવે, ત્યાં ન પહોંચે મન વાણીરે;
સોમા સો પદ નિશ્ચે જાણો, તો છુટો ગર્ભવાસ ખાણીરે. જાગી૦ ૫

### પદ ૧—પ્રભુપ્રાર્થના–રાગ ચોપાઇ.

ભુદર ભક્તિ તુમારી મેં ભુલ્યો, માતા ઉદરમાં અધોમુખ ઝુલ્યો;
દશ માસ ગર્ભમાં સહ્યાં દુ:ખભારી, કહ્યાં ન જાવે રસના હમારી. ૧
ખારા ખાટા માતા જો ખાવે, ઉનસે અધિક દુ:ખ મોહે થાવે;
ચરમી કીડા કાટે ઘણેરા, પાયા દુ:ખ મેં સાંજ સવેરા. ૨
જઠરા અગન તાપ બહુ ભારી, તબ પ્રભુ પ્રાર્થના કીની તુમારી;
ચંદ્રા સુરજકી સાખ કીના, જમરાજાકા જામીન લીના. ૩
કોલકરાર કીના હમારા, તબહી ખોલ્યા ગર્ભ દુવારા;
મોહી કાજ પ્રભુ જુક્તિ રચાઇ, હાડ માસમેં દુધ સરજાઇ. ૪
દુધ પાઇ તેં પાલન કીના, બાલપનમેં શુદ્ધ મેરી લીના;
જીવજંતુથી લીયા બચાઇ, એસી પ્રભુ તુમેં કીની રક્ષાઇ. ૫
પાંચ વરસકી ભઇ ઉમ્મર મારી, ચલતે ફીરતે રમત લાગે પ્યારી;
દસ વરસ બાળક સંગ ખેલ્યા, પીછે પિતાએ પઢવા મેલ્યા. ૬
પાંચ વરસ ભણ્યા વિદ્યા સારી, પીછે પિતાએ પરણાવી નારી;
પરણાવી ઘરકાજમે લગાડયા, ઉદર પોષણ નોકરી વળગાડયા, ૭
પડયા પરવશ થઇ આધીના, પેટ ખાતર બની રહ્યા દીના;
પીતા કહે મેરા પુત્ર પ્યારા, સ્વાર્થકા હે સબહી સંસારા. ૮
ભાઇ કહે ભાઇકી જોડી બંધાઇ, બેની કહે મેરા મા જાયા ભાઇ;
એ સબહે મતલબકિ ગરજી, અબ મોહે જાન પડી ગઇ હરજી. ૯
સુનો નાથ અરજ એક મોરી, શીર નમાય કહું કરજોરી,
અનેક જન્મ લિયા ભવ માંહિ, ઠામ ઠરી બેઠા કબુ નાંહી. ૧૦
અબ કૃપા કરો દેવ મોરારી, નીજ બાળક જાણી લ્યો ઉગારી;
ચરણ પડયાની બાંહ્ય પ્રભુ ઝાલો, માગુ ભક્તિ એક મોચે આલો.૧૧

છોરૂ કછોરૂ કબુ હો જાવે, પિતા ઉરમાં રોષ ન લાવે;
મેં હું કૃતઘ્ની નાથ તુંમ્હારા, ભજન ભાવ મેં ભુલ્યા સારા. ૧૨
સાર અસાર ન જોયા વિચારી, માયા દેખી મોહી મતી મારી;
ન કરો મેલા નાથ ચિત્ત હમારા, મેં હું નફટ નિર્લજ નઠારા. ૧૩
તુમ હો ગરીબનિવાજ ગુસાઈ, મેરી શુદ્ધ મતી કરો રઘુરાઈ;
મેં ગુન્હેગાર હું પ્રભુ તુમ્હારા, માફ કરો સબ દોષ હમારા. ૧૪
તુમ ચરણકી ભક્તિ મોએ દીજે, એહી અરજ ઉરમેં ધરિ લીજે;
મોએ ભરોંસો નાથ તેરો આગો, આ સંસાર અસાર સમુઝાગો. ૧૫
સ્વપ્ના તુલ્ય એહી મોહે લાગે, મન મારૂં માંહેથી પાછુ ભાગે;
ભોગવિલાસ અબ નહિ ભાવે, કામકાજમેં ચિત્ત ન જાવે. ૧૬
આઠોજામ ઉદાસ રહે મન મેરા, નામ રટણ કરૂં નાથ મેં તેરા;
જુઠી કાયા માયા પસારા, જુઠા હે સબ સકલ સંસારા. ૧૭
તુચ્છ સુખ વિષયકો માન્યો, પરમાનંદ સુખ નિત્ય જાણ્યો;
શાસ્ત્રમેં ગાંધર્વ સુખ ગાવે, તે મોએ કીંચિત્ ન ભાવે. ૧૮
સબ દેવનકા ગુરૂ બ્રહસ્પતી, ઇંદ્રથી સોગુણા સુખ સંપતી;
બ્રહ્માકા સુખ સોગુણા અધિકા, એ સબ મોએ લાગે ફીકા. ૧૯
સોગુણા વિષ્ણુકા સુખ કહિએ, તે સબ મેં કીંચિંત ન ચહિયે;
એ સબ મિથ્યા મેંતો જાણ્યો, તીનમેં મેરો મન ન માન્યો. ૨૦
ભોગ ભોગવી પાછા પડવા, લખચોરાશી ફેરા ફેરવા;
હું તો મિથ્યા સુખ ના જાચું, સત્ય સુખમાં નિત્ય રાચું. ૨૧
ફરીથી સ્થુલ દેહ ન બંધાય, ઠામ ઠરી નીજ ઘેર બેસાય;
દાસ સોમો માગે કરજોડી, પ્રભુ સુનો એહ વિનતી મોરી. ૨૨

**પદ ૧ રાગ—પ્રથમ ગુરૂને ગોવિંદ કરી જાણો એ.**

અમારા ગુરૂજી લગન લેઇને આવ્યા, સોહં વરને શોધીનેરે લાવ્યા;
સાથે જ્ઞાનદા વૈરાગદા સંતોષદાજી આવ્યા, તો એણી વીધે લગન લખાવીયાંરે.

ફરી ફરી અવસર નહી આવે આવો. શોધી જુવોને વરછે અણજાયો;
ગુરૂના વચનની તમે ગમ કરી જાણો તો, જાણ્યા એ તો નથી જીવતારે.
મધ્યરે મંડપમાં માંડવડો ઘલાવો, ક્ષમાનો ખડીઓ લેખણ લેહેની લાવો,
ચોંપ કરીને ચોરી ચીતરાવો તો, રંગ ચઢ્યા ના ઉતરરે.
પ્રેમ તણાંતો પરણીયાંરે લાવો, દયા તણી માંહી દીવેટો બનાવો:
જ્ઞાન ઘૃત માંહી દીવડા ઉજવાળો તો, અખંડ ઉજીયાળા હોઇ રહ્યારે,
નિશ્ચય તણી તો નોબત વગડાવો, શૂન્ય મંડળથી સોહં વરને લાવો;
ગુરૂ ગમ ઘોડે પલાણ કરાવો, તો સામૈયા શ્વાસોશ્વાસનારે.
સુષુમણા સાસુને સેહેજે બોલાવો, સોહં વરનાં પુખણાં પુખાવો;
ચાર સખીમાંહી ધોળ વાળીને લાવો, તો ગીતાં ગવરાવો વૈરાગ્યનારે.
સુરતિ બાને તો સુતાં જગાવો, શીલ તણા સણગાર સજાવો,
વરકન્યાને માંડવડે પધરાવો, તો હેતે હાથે વાળો મેળવારે.
અખંડ હેવાતણ લગન હું પામી, સુરતિ શબ્દમાંતો એમ વપરાણી;
ગુરૂરે કારિગર કેવળ બ્રહ્મ જ્ઞાની, તો દાસ મોતી ત્યાં દીસે નહીરે.

## પદ–રાગ થાળ.

અરજ કરે છે અધિકારીઓ, સદ્‌ગુરૂજી સ્વામી;
જમવા પધારો ગુરૂ આંગણે, રહ્યાં શિર નામી, અરજ. ૧
ગરજનાં ગોદડાંને ગાલ મશુરીઆંરે;
ધરમ ધોયેલી ચાદર પાથરી. સદ્‌ગુરૂ. ૨
ગાતાંને વાતાં હરિગુરૂ સંત પધારોરે;
પરમ હરિ રસ પાજોરે. સદ્‌ગુરૂ. ૩
પ્રેમ રૂપી જલ પવિત્ર ચરણ પર;
ધિરજ ધારી રેડું ધ્યાનથી. સદ્‌ગુરૂ. ૪
ચિત્ત રૂપી ચંદન પ્રકાશ બુદ્ધિનુંરે;
અનુભવિ આરશીએ ઉતાર્યું. સદ્‌ગુરૂ. ૫

ભાવ રૂપી ભોજન બનાવ્યાંરે;
વિવેક વિચારની સામગ્રીરે. સદ્‌ગુરૂ. ૬
શિલ સંતોષ રૂપી શિરો બનાવ્યોરે;
દિનતાની દ્રાક્ષ નાંખી નેમથી. સદ્‌ગુરૂ. ૭
પ્રેમ રૂપી પકવાન બનાવ્યાંરે;
શાન્તીના પાનાં ચોડયાં શોભવા. સદ્‌ગુરૂ. ૮
ગૌ દોહવરાવી ગુપ્ત દુધ વાળીરે;
શમદમની શાકરો નંખાવીરે. સદ્‌ગુરૂ. ૯
શ્રદ્ધા શમધાન શાક બનાવ્યાંરે;
તિતિક્ષાના તેલમાં વધાર્યાં. સદ્‌ગુરૂ. ૧૦
અતિ હોંશિઆરીવાળાં ઘરનાં અમારાં રે;
અક્કલ બાઇએ સૌ સુધારયાં. સદ્‌ગુરૂ, ૧૧
કંચન થાળમાં પીરસ્યાં પ્રિત્યેરે;
પાસે મુકી ગંગાજળ ઝારીરે. સદ્‌ગુરૂ. ૧૨
અડાગ આસન બેસી રહેતી તદરૂપ થઇને;
આહુતી આપો પ્રાણાપ્રાણને. સદ્‌ગુરૂ. ૧૩
તુષ્ટીને પુષ્ટીને ક્ષુધાની નિવૃતીરે;
પામી મગ્ન થઇ મહાલું જ્ઞાનમાં. સદ્‌ગુરૂ. ૧૪
પરમ સુખ રૂપી પાનનાં બીડાંરે;
લક્ષ લવીંગ દીધેલાં આપનાં. સદ્‌ગુરૂ. ૧૫
પ્રસન્ન થઇ કરો કૃપા શષ્યિ ઉપર;
આશિષ આપો મોક્ષ ધામની. સદ્‌ગુરૂ. ૧૬
દાસ તમારાની અરજ ઉરે ધરો;
ખરી ખોટી લેજો સૌ ધ્યાનમાં. સદ્‌ગુરૂ. ૧૭
ભવ તરવાનું નાવ તમે છોરે;

આણંદ લ્યો ગુરૂ ઉછંગમાં. સદ્દગુરૂ. ૧૮
આપને માનીતા શિષ્ય અનેક હશે;
માહારે માનીતા તમે એક છો. સદ્દગુરૂ. ૧૯
કાશિગર ગુરૂ પુરણ મળીઆરે;
દાસ મોતિના ફેરા ફળીઆરે. સદ્દગુરૂ. ૨૦

**પદ ૧–રાગ પ્રભાત.**

જાગ્યા વિના જગત ભાસે, ઉંઘમાં ભૂપ થયો ભીખારીરે;
ઘેર ઘેર માગતો ફરિયો, ઉદર ભરવા પ્રાણ ધારી રે. જાગ્યા. ૧
જાચના કરતો ચોદેશ ભટકતો, દરઘાને દવારીરે;
તોએ તેની ભુખ ન ભાગી, ઉઠયો અંગ પસારીરે. જાગ્યા. ૨
આંખ ઉઘડી સ્વપ્નું સમાયું, જેમ છે તેમ રાજ રાણીરે;
જાગીને ભોગવવા લાગ્યો, સુખેથી રાજધાનીરે. જાગ્યા. ૩
જાગ્યા તેને ચોર ન લુટે, છુટી જમની જમાનીરે;
જનમ મરણ તે દેહનો માને, મરજીવે મોજે માણીરે. જાગ્યા. ૪
નવ તીન પાંચ પચીસ કહાવે, પ્રકૃતિ લે તું જાણીર;
તેમાંથી એકે નથી ટાળવી, જો ઉઘડે અનુભવ ખાણીરે. જાગ્યા. ૫
અનુભવ જાગે ભ્રાન્તી ભાગે, મટે માયાની એધાણી રે;
જગત સઘળું નીજાનંદ ભાસે, નેરો આત્મ પિછાણીરે. જાગ્યા. ૬
સંત તે ભગવંતજ કહીએ, હરિજન હરી લ્યો જાણીરે;
કહે **સોમો** કર સંત સમાગમ, પ્રેમે ઉલટ આણીરે. જાગ્યા. ૭

**પદ ૨—પ્રભાત–રાગ ઉપરનો.**

પ્રાણી કરો સંત સમાગમ, નીજ આત્મ લાભ લેવારે;
સદ્દગુરૂની કીરપા વડે, પાઓ મોક્ષ પદ મેવારે; પ્રાણી. ૧
પામો મેવા અભંગ દેવા, કરો તનમનથી સેવારે;
અડસઠ તીરથ સદ્દગુરૂ ચરણે, ગંગા જુમના રેવારે. પ્રાણી. ૨

બ્રહ્મા વિષ્ણુ શિવરૂપ જાણો, ચૈતન સદગુરૂ દેવારે;
ભિન્ન ભાવ રૂદીયેથી ટાળી, ગુરૂ છે ગોવિંદ જેવારે. પ્રાણી. ૩
દોષ દ્રષ્ટી સ્વપ્ને ન ધરિયે, પ્રેમ જ્ઞાન રસ પીવારે;
ગુરૂ મહિમા અગમ અપારા, વરણી શકાય નહિ તેવારે. પ્રાણી. ૪
દેવી દેવતા પીર પેગંબર, અંતે ખરે એતો ખેવારે;
કહે સોમો એક સ ગુરૂ સાચા, જગ રંગ પતંગી જેવારે. પ્રાણી. ૫

## રાગ માઢ.

ઓ જીવ રાજા હરી શરણે હોજા, કરીને આવ્યો છે તું કોલ;
કરીને આવ્યો છે તું કોલરે, ઓ જીવ રાજા. ટેક.
દસ માસ ઉંધે મુસ્તક ઝુલ્યો, તેનું ભુલ્યો કેમ ભાન;
પ્રભુ તારૂં ના ભજન કરૂં તો, છે જમરાજ જમાનરે. ઓ. ૧
દીન દયાળે દયા કરીને, આપ્યો છે જન્મ અમુલ્ય;
બાહેર આવી કેમ રમવા લાગ્યો, માયા દેખી ગયો ભુલરે. ઓ. ૨
તારા કાજે જગના નાથે, ઉપાય શોધ્યો છે શુદ્ધ;
જનમ્યા પહેલાં માતાના સ્તનમાં, દૈવે સરજ્યું દુધરે. ઓ. ૩
જળ અગ્નિ જીવ જંતુ આદિથી, બચાવ્યો બાળપણમાંય;
તારૂં પ્રભુએ રક્ષણ કીધું, તેને સ્વપ્ને સંભાર્યા નોયરે. ઓ. ૪
બાળપણમાં બાળક સંગ ખેલ્યો, જવાનીમાં અંધ ગયો હોય;
કામની સંગે નીશદીન ખેલી, વૃથા આયુષ્ય દીધું ખોયરે. ઓ. ૫
આગલી વચલી ગઇ દીવાનીમાં, ચેત્યો નહી મુઢ ગમાર;
પાછલી તારી વહી જાય છે, શીરપરતાકી રહ્યો કાળરે. ઓ. ૬
સગાં સ્નેહી તારાં સ્વારથનાં બેલી, અંતે અળગાં થાય,
પુન્ય પાપ તારી સાથે આવે, જીવને જમડા લેઇ જાયરે. ઓ ૭
જમરાજા તારાં લેખાં લેશે, મુખથી નહી આવે જવાબ;
ચેતી ચાલો તો છે ઘણું સારૂં, એમ વદે છે વેદ કીતાબરે. ઓ. ૮

જોયા દેખીને શું ફરે ફુલ્યો. જોબન લટકો દહાડા ચાર;
વાદળ છાયાના રંગ સરીખો, આ સઘળો છે સંસારરે. ઓ ૯
આજ કાલમાં તારે છે જાવું, દીવસ પૂરે બે ને ચાર;
તે દીવસ પાછો આવશે, જઈ પડશ્યો નરક દ્વારરે. ઓ. ૧૦
કહે **સોમો** તું હવે ન ભુલીશ, કહ્યું સંતોનું માન્ય;
સદ્‌ગુરૂની શરણે રહીને, ધર પ્રભુનું ધ્યાનરે. ઓ. ૧૧

**ભજન ૧**—પ્રથમ ગુરૂ ને ગોવિંદ કરી જાણો—એ રાગ.

હરીને વીસાર્યા કેમ પામર પ્રાણી, સત્ય સુખ માયાનું લીધું તેં માની;
સમજ્યો ન કાંઇ મૂઢ અજ્ઞાની તો, પ્રકૃતિના પુરે ચઢ્યોરે ટેક. ૧
નવરો પડે ત્યારે પરનીંદા સુજે, સત્ સંગતમાં ન બેઠો કણુજે;
ધન પુત્ર દારાને દેખી દેખી રીજે, તો પકડાયો માયાની જાળમાંરે. ૨
માયાની જાળમાં ફરી રહ્યા ફેરી, માયા ભોગવી નાખે સાંજ સવેરી.
નીકળવાની ન સુજે શેરી તો, કમાડ આડાં કપટ તણાંરે. ૩
તાળું આગળ ત્રણ ગુણનું જડીયું, સત્વ રજ તમો ગુણથી ગઢીયું:
કુંચી વીના કોઇથી ન ઉઘડીયું, તો જાણી લેને તું જીવડારે. ૪
બીજાં અનેક સાધન કરે ન ખોલે, સદ્‌ગુરૂ સંત સીકલીગર તોડે:
શબ્દ છેણી હાથમાં જો લે, તો જ્ઞાન હથોડે કરી ઉઘડેરે. ૫
જ્ઞાન હથોડે કરી આવરણ ભાગે, અખંડ જ્યોત નિરંતર જાગે;
સચરાચર હરી સુજવા લાગે, તો તૃષ્ણા ત્યાગે તન મન તણીયે. ૬
જીવતાં અવિચળ સુખ ઘેર આવે. પરમાત્મ પુરણ પદ પાવે;
દાસ **સોમો** કહે હરિ ગુણ ગાવે તો, ફરીના આવે ગર્ભવાસમાંરે. ૭

**ભજન ૨**—રાગ ઉપરનો.

જેને ભાવ ભક્તિ ભજન ન ભાવે, દુરમતિયાં બારેવાટ ભટકાવે;
અંતકાળે જમના હાથમાં જાવે, તો ફરે ચોરાશીના ચાકડેરે. ૧
પાંચ ભેગા બેસીને હોકા તકુકે, ગામોરે ગામના ગપાટા હાંકે;

ભુંડું ભુંડું મુખમાંથી ભાંખે, તો ભાગફોડ લોકોની કરેરે. ૨
જ્ઞાનહીણા કયાં ગઇ મતિ તારી, સાર અસાર ન જોયું વિચારી:
સારી ઊમર બધી એજે ગાળી, તો પરનીંદા કરી પેટ ભર્યુંરે. ૩
કુબુદ્ધિ સંગે જાય નિત દોડી, પુરણ પ્રિત તેની સાથે જોડી;
સત સંગત હરિ ભજન છોડી, તો જાગરણ કરે આખી રાતનુંરે. ૪
ભાંડ ભવૈયા જોવામાં પ્રિતી, મદિરા પીને આચરે અનિતી;
પરધન પરદારા પર પ્રિતી તો. કામી કુકર્મ ઘણાં કરેરે. ૫
પ્રભુનો ડર ના દિલમાં રે ધરતો, અહંકાર અભીમાનમાં ફરતો;
હરાયા ઢોરની પેરે રખડતો, તો નિર્લજને કાંઈ લાજ નહી રે. ૬
જનુનીની કુખમાં આડે શે ન આવ્યો, નવ માસ માતાએ પથરોવીંઢાળ્યો;
કુળ ઇકોતેર પેઢી ડુબાવ્યો તો, ન જાણ્યા આત્મરામનેરે. ૭
ગુરૂજ્ઞાન વિના સરવસ ખોયું, બીજ બાવળીયાતણું રે બોયું;
જાગીને મુરખે કાંઈ ના જોયું તો. જેવું વાવે તેવું તે લણેરે. ૮
આકતુરથી ન આમફળ ઉતરે, ગુલર ફળ ન થાય ધંતુરે;
ફજેતી થાય ત્યારે બેસે ચબુતરે, તો ફુલેકું ચડે આખા ગામનુંરે. ૯
હરી રૂઠયા તે લેજોરે જાણી, ગુરૂની શીખ જેણે નવ માની;
દાસ **સોમો** કહે પથ્થરપર પાણી, તો ભીંજે ન મુશળધાર પડેરે.૧૦

**ભજન ૩—રાગ ઉપરનો.**

હરિજન હરિ ભજો હરતાં ને ફરતાં, દુરિજનિયા છોને દાઝેરે બળતા:
ભગત જગતને ન આવે બનતા, તો અનાદિનું એમ ચાલ્યું આવેરે. ૧
પિતાયે પ્રલ્હાદને મહા દુઃખ દીધું, રામ નામને સત્ય માની લીધું;
વિષ્ણુએ આવીને રક્ષણ કીધું તો, હણ્યો હિરણ્યાકશ્યપ રાયનેરે. ૨
પાંડવને કૌરવે જુગટું રમાડયા, બાર વરસ વનમાંહીરે કાઢયા;
દ્રૌપદિના ચિર ખેંચવા માંડયાં તો, નવસો નવાણું ચીર પુરીયાંરે. ૩
ચંદ્રહાસને દુષ્ટ બુદ્ધિ નડીયો, વિષ દેતાંમાં વિષયા પરણીયો;

જમાઇ સાટે પુત્ર ધરણી ઢળીયો, તો દગો કોઇનો સગો ન થયોરે. ૪
નિરગુણ નાથ કબીરે ગાયાજી. શીરગુણ ગુણ ગઇ મ્હેના થયા રાજી;
દાઝે બળતા પામર પાજી તો, ન લાજ્યા લોકડીયાની લાજથીરે. ૫
મીરાંનું મન મોહનશુંરે માન્યું, સસાર સુખને તુચ્છ કરી જાણ્યું;
રાણાજીનું ઘર ન માંડયું તો, અણજાયા ગીરધરવર–ને વરયારે. ૬
હરિને ભજતાં જો સંકટ આવે, તેમાં મન ધારણા ધીરજ લાવે;
તેનું તે કાર્ય સીદ્ધજ થાવે તો, બાનાની પત રાખે હરીરે. ૭
એકલો ભક્ત જગતને નીરમળ પેખે, જગત ભગતના દોષજ દેખે;
પણ તેનો ગુણ માની લઇયે લેખે તો, પાપ ધોઇને પાવન કરેરે ૮
હરીને ભજે તે જન બળીયો. સંસાર સાગરમાંથી તે તરીયો;
ગર્ભવાસમાં ફેરી ન ફરીયો તો દાસ **સોમો** એમ ઉરમાં ધરેરે ૯

**ભજન ૧**–રાગ લાવણી.

આજે આનંદ મારા ઉરમાં છાયો, ગુરૂ મળ્યા મને બ્રહ્મ જ્ઞાની;
શબ્દ સુનાયા ભેદ ઉડાયા, અંતર સુરતા ઠેરાણી. ૧
શુદ્ધ વિચાર વિવેક કીધા, ઉઘડી મારે અનુભવ ખાણી;
સત્ય બ્રહ્મ સનાતન ચૈતન, એમ વદે છે વેદ વાણી. ૨
તત્વમસી પદ કીયા તપાસી, અરથ જથારકુ જાણી,
જીવ ઇશ્વરકી તજી ઉપાધી, અસીપદસે એકતા આણી. ૩
લુણ જેમ ઉદકમાં ભળિયું, બરફ ગળી થાય જળ પાણી;
જેમ સરિતા સિંધુ માંહી, સાગર લેહેરી સમાણી, ૪
અબ મન મગન ફરે મેરા. નિશદીન આનંદ ઉભરાણી,
સંશય સકળ મિટયા તનમનકા, હરખ શોક નહિ વૃદ્ધ હાણી. ૫
એકમાં અનેક અનેકમાં એક હે, અનેક એકમાં સમાણી;
નિરંજન ન્યારા નહી વારપારા, નિરાધાર નીરયવય જાણી. ૬
નિરગુણ શીરગુણ પર જાણ્યા, પેહેલ આતમ પરખાણી;

મરજીવા કોઇ ગુરૂગમ જ્ઞાની, અનુભવી સંતે મોજે માણી. ૭
સાચી લગન લાગી સદ્ગુરૂસે, જ્ઞાન ધ્યાનમાં ઘેરાણી:
કહે **સોમો** સદગુરૂના ઘરની, ગુપ્ત વાતો જાહેર જાણી. ૮

**ભજન ૨**—લાવણી.

સદગુરૂ સંત મળ્યા રે બ્રહ્મવેતા, દયા કરી પોતાનો જાણી,
મોહ નિંદ્રાથી સૂતો જગાડયો, શબ્દ બાણ માર્યા તાણી, ૧
હૃદય ભેદ્યા સંશય છેદ્યા, ઘટ ભીતરમાં ફરે ઘાણી;
હરદમ નામની છુટી હવઈયો, ખૂબ મચી હે ધમશાણી. ૨
પ્રેમ પલિતા ને જ્ઞાનના ગોળા, છૂટવા લાગ્યા પરમાણી;
ક્ષમા ખડગ ને ઢાલ ધીરજની, માર હઠાયા ક્રોધ દાણી. ૩
શીલ સંતોષ દયા દિલ ભીતર, વૈરાગ બક્તર પહેર્યું તાણી;
સત્ય ધરમની ધ્વજા ચઢાઈ, તો નિરભે નોબત ઘેરાણી. ૪
નિરભે નિત્ય નિરાધાર ખેલું, આદ્ય અંતકા ઘર જાણી;
કહે સોમો મુક્તાનંદ ચરણે, ઉઘડી મારે અનુભવ ખાણી. ૫

**ભજન—૧.** ( સંતોરે સચ્ચિદાનંદ સ્વામી ) એ રાગ.

સંતોરે આત્મ દેવ અવિનાશી,
પુરણાનંદ પુરણ પોતે, જળજંતુના વાશી. સંતોરે૦ ૧
શેષ મહેષ ને શારદા, સરવે રૂપ એ જાણો;
મન બુદ્ધિ ચિત્ત પરાપરે, સ્વેપદને માણો. સંતોરે૦ ૨
ખલક અલખ સ્વરૂપ છે, નિરંજન નિરમળો;
તે પદ પોતે પ્રિછતાં, મટે દ્વૈતનો કમળો. સંતોરે૦ ૩
પીળાશ ભાસે કમળા વડે, રવિ જેમનો તેમ;
અંતર પ્રેમ પ્રગટયા વિના, ન જાય મનનો વહેમ. સંતોરે૦૪
અનુભવી સદગુરૂ વૈદ વિના. રોગ મૂળથી ન જાય;
કામના બાંધી બાંધી કર્મ કરે, તેમ જરા મણું થાય. શંતોરે૦૫

રૂચક વાણી પંડીતની, સુણી જગત ભરમાણું;
અણછતા ભવને માંણવા, સહે કષ્ટ સાંજ વહાણું. સંતોરે૦ ૬
ઉરમાં કામના સ્વર્ગની, વિચારી ના જોયું;
પોતાને ગયો વિસરી, મનડું માયામાં મોયું. સંતોરે૦ ૭
તુચ્છ સુખમા રાચી રહ્યો, ન બેઠો નીજ લાભે;
કહે સોમો ગુરૂ સેવ્યા વિના, ભરી બાથ જઈ આભે. સંતોરે૦ ૮

**ભજન**—( આજ આણંદના દીન હમારે )—એ રાગ.

સંત મળ્યા મને સાંન બતાવી , નામઆપ્યા ઓંકારારેજી;
હરદમ મેંતો હેરી લીધા, બેઠા એકાંતમાં ન્યારારેજી. ૧
આળસ નીંદ્રા આસન જીતી, મન વિષયથી વાળ્યારેજી;
નાશા અગર પર દ્રષ્ટી ધારી, દરસ્યા નિજ દેદારજી. ૨
ત્રિવેણીમાં જ્યોત ઝલકે, બાહેર ભીતર અજવાળારેજી;
રાસમંડળની રચના ભાળી, મોહ્યા મનવા મારારેજી. ૩
સોહં ધુનની મોરલી વાગે, રોમરોમ રણંકારારેજી;
હરતાં ફરતાં સુરતા લાગી, પીયા સંગ હમારારેજી. ૪
પીયા હમારા પ્રેમકા પ્યાસી. કયા જાણે સંસારારેજી;
પ્રેમ આગળ નેમ નહીં **સોમા** છુટયા કર્મ ફુટારારેજી. ૫

**ભજન**—રાગ ( ગણપતી ધાયા સદાય સુખ પાયા ગુરૂ
મળ્યા ગમ જાણીરે હેજી ) એ રાગ.

નમીયા સો નર ભારી, મારા હરીજનો નમીયા સો નર ભારીરે હેજી;
એવી દશાને જાઉં બલિહારી, મારા હરીજનો નમીયા, ટેક.
નમીયા સો નર સાહેબને ગમિયા, ભેટા શ્રીવનમાળીરે હેજી;
ઝીણા થયા તેને જગપતી જોયા, હું પદ દીધું ગાળી. મારા૦ ૧
વિટંદાવાદ જેના છુટી ગયા, એક અખંડ વરતી ધારીરે હેજી.

આત્મદરશી સર્વ આતમ દેખે, ભેદ બુદ્ધિ ટાળી. આશા૦ ૨
જીવતાં મુઆ તે મુઆ કહીએ, અહં મમતા જેણે મારી રે હેજી;
અપના અનકું કે ઉપદેશા, જગ ઝગડાથી પરવારી. આશા૦ ૩
ગુરુ મળ્યા તે એમ જણાય જો, પલટાય નેણ વાણી સારીરે હેજી;
ચઢી ખુમારી તે ન ઉતરે, બીજ નામ લીધા વિચારી આશા૦ ૪
દાસ સોમાને ગુરુ મુક્તાનંદ મળિયા, મારી શબ્દ કટારીરે હેજી;
એ કટારી મારા કલેજામેં લાગી, હો ગઈ આરંપારી. આશા૦ ૫

ભજન—રાગ (જગમગ જગમગ જ્યોતો જલકે) એ રાગ;
સતગુરૂ આયા નામ સુનાયા. તો ભેદ ભરમ ઉડાયારેજી;
નામ સુણતાં સેજ ધુન લાગી, સોહં શબ્દ રણુકાયારેજી. ૧
શ્વાસોશ્વાસ સમરણ કરતાં, મન પવન પકડાયારેજી;
ત્રિકુટી મધ્યે તાળી લાગી, નુર નજરે વરતાયારેજી. ૨
અણી અગરપર ચંદા ઝલકે, અગટ દેદાર દેખાયારેજી;
બ્રહ્મ સાગરમાં અહોનીશ નહાતાં, સ્વાંતિ શીતળ વરસાયારેજી. ૩
પાંચ કોશપર નિશાન હમારા, નિરાધાર મંડપ છાયારેજી;
વાણી ચાર પાર કીયા વિચારા, શબ્દાતિત અપાયારેજી. ૪
શબ્દાતિત નિર્ભે પદ જાણ્યા, વાં નહીં કાળ માયારેજી;
દાસ સોમાને ગુરુ મુક્તાનંદ મળિયા, ગઈ રજની દીન પાયારેજી. ૫

પદ રાગ કાફી (મીરાના પદનો)

રણછોડજી બિરાજ્યારે, દેહરૂપી દેહેરામાં;
ગુરૂએ ઓળખાવ્યારે. નાહ્યા જ્ઞાન ગોમતીમાં. ટેક.
જ્ઞાન ગોમતીમાં મન ધોયું, ત્યારે થયાં ઠાકોરનાં દરશન;
સુરતા તુળસી હરીને ચઢાવી, પ્રભુ થયા પરસન;
તન, મન, ધન અરપ્યુંરે, સાકર મગસ ભાટામાં. રણછોડજી. ૧

ધારણા જળથી ઠાકોર નવરાવ્યા, ચિત્તરૂપી કર્યું ચંદન;
સુકૃત ફૂલનો હાર પહેરાવ્યો, સાષ્ટાંગ કર્યા વંદન;
વહાલાને હું તો નિરખુંરે, બાહેરને ભીતરમાં. રણછોડજી. ૨
આઠે દહાડે શુક્રવારે, વહાલો વસ્યા મારી પાસ;
હરિ વિના અણું ઠામ નહિ ઠાલો, આત્મ ચૈતન્ય અવિનાશ.
અંતરની ઉઘડી આંખ્યો રે હરી દીઠા પિંડ બ્રહ્માંડમાં. રણછોડજી. ૩
માણેકઠારીનો જેગજ બાઝ્યો, ગુરૂ કૃપાથી ઠર્યું મન;
પુનમ કેરો ચંદ્ર ઉગ્યો, ઠાકોરને મુગટ ધર્યાનો દંન.
મન મારૂં મોહ્યુંરે, જ્ઞાન મુગટ મણીમાં રણછોડજી. ૪
પુરવનાં સંચિત હોયે ઉજળાં, તેને થાય પ્રભુનાં દરશન;
સદ્‌ગુરૂ જ્ઞાની હોય માંથે, પુરૂષાર્થી જો હોય મન.
દાસ સોમો કહેછેરે, આવી જુઓ અનુભવમાં. રણછોડજી. ૫

પદ ૨ રાગ ઉપરનો.

પુરણ નિયમ રાખ્યોરે, સદ્‌ગુરૂના દરશનનો;
પુનમ ન જાય ખાલીરે, દૃઢ કર્યો નિશ્ચય મનનો. ટેક.
ગુરૂમતીમાં સ્નાન કીધું, ટળ્યા ત્રિવિધિ તાપને પાપ;
દેહ ઇંદ્રિથીપર સમજાયો, આપે માપ અમાપ.
પડળ નાખ્યાં કાપીરે, પ્રતાપ જ્ઞાન અંજનનો. પુરણ. ૧
હર પુનમે દરશન કરતાં, સદ્‌ગુરૂ થયા પ્રસન્ન;
સાચું મોતી પાક્યું બુદ્ધિ છિપમાં, મળ્યાં સાધન સંપન્ન.
ગુરૂએ સરવસ આપ્યુંરે, ભૂખ્યો ન રહ્યો કસ્યાનો. પુરણ. ૨
સદ્‌ગુરૂ સમાન આ જગમાં, બીજા સાચા નહિ કો દેવ;
પ્રત્યક્ષ ફળ હું તો પામ્યો, સફળ થઈ મારી સેવ.
આ લોક પરલોક સુધર્યોરે, બતાવ્યો મારગ ભક્તિનો. પુરણ. ૩

સાચું કહેતાં દુનિયાં ન માને, જેનું મન મેલું અતિ હોય;
બ્રહ્મા આવી કદી તેને સમજાવે, સમજે ન કદિયે તોય;
દાસ સોમો કહેછેરે, હરિ તો મારો સાચાનો. પુરણ. ૪

ભજન ૧ રાગ કાફી (ઉપદેશી)

હજુ સમજ નાદાન, મુરખતામાં જન્મ શીદ કાઢે;
કુબુદ્ધિ જીવ, પાપ કર્મ તાહારાં આવશે અંતે આડે. ટેક. ૧
ઘરબાર ધન જોઈ છકી ગયો, પરમેશ્વરનો પિત્રાઈ થયો;
નિજ કર્તા પ્રભુને ભુલી ગયો. હજુ સમજ. ૨
પણ તાહારૂં કર્યું કાંઇ નહી થાયે, અભિમાનમાં તું અકડાયે.
માયા મદિરા પીને મકલાયે. હજુ સમજ. ૩
અચાનક દેહમાં દુઃખ આવે, તે વેળા તુજથી કાંઇ ન થાવે,
ઘણા દીન દુઃખમાં રીબાવે. હજુ સમજ. ૪
કર્મ ઓછું તુજથી થતું હોય તો, પ્રભુ મટાડે તો મટે એતો
અજ્ઞાનિ નથી સમજી લેતો. હજુ સમજ. ૫
ગર્વ નથી હરિને વહાલો, કુબુદ્ધી સંગે તમે ના ચાલો.
સદ્‌ગુરૂ સંતનો માર્ગ ઝાલો. હજુ સમજ. ૬
કુમતિમાં શીદ બુડે છે, હાથે કરી આંખો મુંદે છે.
દાસ સોમો કહે પ્રભૂ રૂદે છે. હજુ સમજ. ૭

ભજન ૨. રાગ ઉપરનો.

કુબુદ્ધિ જીવ, દુનીઆમાં આવીને તેં શું કીધું.
હરિ ના જાણ્યા, જન્મ ધરીને જનતાને દુઃખ દીધું. ટેક. ૧
કુમતિ સંગે નીત જાયે, પાપ કર્મમાં ધન ખરચાયે.
હાથે કરી કર્મ બંધન થાયે. કુબુદ્ધિ જીવ. ૨
વેદશાસ્ત્ર ગુરૂ એમ કહે છે, મુરખ શીખ ના માની લે છે.

વર્ણસંકર કહાવે તેમ બદે છે. કુબુદ્ધિ જીવ. ૩
માતપિતાને મારે પાપિ, મુખથી ગાળો દે મરજાદા કાપી;
દુષ્ટ બુદ્ધી રહ્યા દુઃખમાં વ્યાપી. કુબુદ્ધી જીવ. ૪
જમ મારશે થંભે બાઝાડી, વહેરશે કરવત મુકી આડી;
તે વખતે રહેશો ચીસો પાડી. કુબુદ્ધિ જીવ. ૫
દારૂ પીનારાને બહુજ પીડે, સીસું ગાળીને મુખમાં રેડે.
ગરૂડ પુરાણમાં એમ વદે. કુબુદ્ધિ જીવ. ૬
તું સમજને મન મુર્ખજી, દુરીજનોનો સંગ તું દે તજી.
દાસ સોમો કહે લે હરિ ભજી. કુબુદ્ધિ જીવ. ૭

## ભજન ૩.—રાગ ઉપરનો.

પાપ કર્મ કરી, સતસંગત મુરખને ના ગમે.
દુર્મતિ જીવ, ભાંડ ભવૈયા જોવાને નિત્ય ભમે. ટેક. ૧
ફરિ નહિ આવે આ ટાણું, મનુષ્યા દેહ ના મળે ખરચે નાણું;
જુઓ ઉઠે મુકી ભર્યું ભાણું. પાપ કર્મ કરી. ૨
હજુ માને તો છે ઘણું સારૂ, કેમ ફુટી ગયું હૈયું તારૂં
શું લઇને જાશો મુખ કાળું. પાપ કર્મ કરી. ૩
સાચા ધણીથી કોલ કરી આવ્યો, તેનો ગુણ તેં તો ના ગાયે;
દુનિયામાં તું થયો ડાહ્યો. પાપ કર્મ કરી. ૪
ત્યાં ડહાપણ તારૂં નહી ચાલે, જમડા કાકા ભાલા ઘાલે;
મુકયા છે ન્યાયાધીશ હરિ વ્હાલે. પાપ કર્મ કરી. ૫
કાંઇ બોપાપાઇનું રાજ નથી, વેદશાસ્ત્ર સંત રહ્યા કથી;
રાઇ રાઇનો જવાબ લેશે મથી. પાપ કર્મ કરી. ૬
તે વેળા નહી જવાબ આવે, પ્રભુની બીક જો તું ધરાવે;
કહે મો દયાભાવ ઉર લાવે. પાપ કર્મ કરી. ૭

### ભજન ૪—રાગ ઉપરનો.

જીવ અજ્ઞાનિ, સાચી શીખામણ કહું તે ઉર ધારે;
થશો સુખી તમે, સદ્‌ગુરૂ વચનને જો તું પાળે. ટેક. ૧
તાહારો બાંધબંધ નથી કોઇ જગમાં, સંગ કરે માયાની લાલચમાં;
બેલી થાય ના કોઈ સંકટમાં. જીવ અજ્ઞાનિ. ૨
તાહારાં સગાં સંબંધી પણ તેવાં, પાકાં સ્વાર્થીયાં જાણી લેવાં.
સંબંધ રાખે હોય લેવાં દેવાં. જીવ અજ્ઞાનિ. ૩
થયો નર્ધન કે પછી પ્રીત છુટી, અંતે પાસે ના આવે દોરી તુટી;
પાસે ધન હોય તો તને લે લુટી. જીવ અજ્ઞાનિ. ૪
સગાની પ્રીત છે સ્વાર્થની, ગુરૂની શીખ નીઃસ્વાર્થની;
તહારાં અંત સમાના હીતની. જીવ અજ્ઞાનિ. ૫
સદ્‌ગુરૂ વિના બેલી કોઇ નથી, વેદશાસ્ત્રમાં મેં જોયું મથી;
કહે શોભો કેટલું કહું કથી. જીવ અજ્ઞાનિ. ૬

### ભજન ૫.—રાગ ઉપરનો.

જડમતિ જીવ, વારંવાર ગુરૂ કેટલું કહીં સમજાવે;
ત્હારાં કર્મ નિચ, તેથી કરીને સમજણ તુજને નાવે. ટેક. ૧
ત્હારૂં હરિ ભજનમાં ચીત્ત નથી, પ્રભુની સેવામાં કાંઈ પ્રીતિ નથી;
ધ્યાન સ્મરણનો નીયમ નથી. જડમતિ. ૨
પુન્ય દાન કાંઈ ના તેં કર્યું, તીર્થ યાત્રામાં ના પગલું દીધું;
પરમાર્થથી મન પાછું લીધું. જડમતિ. ૩
નાહાવા ધોવાનો નિયમ ના પાળ્યો, ધુપ દીપક ઘરમાં ના બાળ્યો;
પશુની પેરે જન્મ એળે ગાળ્યો. જડમતિ. ૪
ઘરમાં સુખી કેમ કરી થાવે, આચાર પાળે તો લક્ષ્મી આવે;
તાહારૂં દુઃખ દારીદ્ર ક્યાં જાવે. જડમતિ. ૫

આચારવિચારથી સુખી થઇએ, સતસંગતમાં નિત્ય રહીએ;
કુબુદ્ધિની સંગે ના જઇએ. જડમતિ. ૬
સ્વધર્મ અંતે સંગ થાશે, પરલોકમાં સુખ ભોગવાશે;
કહે સોમો આ લોક સુધરી જાશે. જડમતિ. ૭

ભજન ૬—રાગ ઉપરનો.

મન ચેતી લે, મનુષ્યા દેહ તરવાનો આવ્યો આરો;
ગુરૂ જ્ઞાન વિચાર, ઘટમાં જો તું બેઠો સરજનહારો. ટેક. ૧
તું કર્મ કરે તે સૌ પ્રભુ જાણે, પાપ પુન્ય લખે ધર્મને પાને;
હવે ના રહીશ તુંતો અજાણે. મન. ૨
ઇશ્વર સમાન દ્રષ્ટીવાળો છે, ઘટઘટની જાણુનહારો છે;
ઉત્પતિ પ્રલય કરનારો છે. મન. ૩
હરિનું સ્મરણુ કર્યને જીવ પાપી, તને સુંદર મનુષ્યા દેહ આપી;
મોહ માયા તને કેમ વ્યાપી. મન. ૪
સતસંગત તે દીધો છોડી, કુમતિ સાથે પ્રીત જોડી;
કુસંગમાં વહેલો જાય દોડી. મન. ૫
નર દેહ હાથમાં આવ્યો છે, અનર્થમાં તેં ગુમાવ્યો છે;
અંતકાળે બહુ પસ્તાયો છે. મન. ૬
અંત સમે માલમ પડશે, જીભ ટુંકી થઈ પ્રાણ નીકળશે;
જમ બાંધી રૂંધીને લેઇ જશે. મન. ૭
તે વેળા જોર તાહારૂં નહીં ચાલે, જીવતાં ગમેતેમ તું માહાલે.
તે દાહાડો સોમાને ઉર સાલે. મન. ૮

ભજન ૭—રાગ ઉપરનો.

પ્રભુ કૃપાનિધી, દયા કરો જગજીવન પ્રાણુ આધારા,
હું તો બાળક છું, ના જોશો કાંઇ અપરાધ વહાલામારા. ટેક. ૧

અંતકાળે સનમુખ આવી રહેજો, કાંઈ દુઃખ ના પામું એવું કરજો;
ભક્ત વત્છલ દીનબંધુ જો. પ્રભુ. ૨
પ્રભુ શરણાંગતના છો બેલી, કરૂણાસાગર લ્યો ખબર વહેલી;
ના દેશો પતીતપાવન મેલી. પ્રભુ. ૩
અનેક પતીતને તમે તાર્યા, નીજ વૈકુંઠ ધામ પહોચાડયા;
ઘણા ભકત જનને ઓધાર્યા. પ્રભુ. ૪
બળવંતા હરિ બહુનામી, સૌના મનના અંતરજામી;
સાચા સગા સદગુરૂ સ્વામી. પ્રભુ. ૫
દુઃખ ભંજન ઈશ્વર સુખ સાતા, પરમેશ્વર વિભુ નીજ ભ્રાતા;
પરિબ્રહ્મ નારાયણ જીવનદાતા. પ્રભુ. ૬
સોમાની અરજ સુણી લેજો, અંતકાળે હરિ સમરણ રહેજો;
ચતુર્ભુજા ધારી દરશન દેજો. પ્રભુ. ૭

## પદ ૧—રાગ સામેરી.

ભીડે વેહેલા આવોરે, વાહારે મારી વીઠલારે,
નહિ આવો તો જાશે તમારી લાજ;
જગતમાં જાહેરરે કીધો મને શામળારે,
હું તો વાલા તલસું તમારે કાજ. ભીડે. ૧
વિશ્વાસુના સામુંરે જુઓ મારા વાલમારે,
ભીડ ભંજન કહાવો છો મારા નાથ;
કૃપાનીધિ કેશવરે વિશ્વંભર વિશ્વનારે,
ભરોંસો રાખી ઝાલ્યો તમારો હાથ. ભીડે. ૨
પતિવ્રતાનીરે પત રાખો શ્રી હરીરે,
અવગુણ સામું ન જોશો ગરીબનીવાજ;
તમો વિના કોણ આગળ કરીએ વાતો દુઃખનીરે,

બીડું વેહેલા ધાઓને વજરાજ. બીડું. ૩
દુરિજનીઆં નિંદરે, વાતો કરશે વાટમાંરે,
મોટો મહિમા કહેવાય તમારો શ્યામ;
અનેક ભક્તોનારે કામ પ્રભુ તેં ક્યાંરે,
ઘણી ધીંગો આવ્યો મારો તું રામ. બીડું. ૪
દાસ સોમાનીરે અરજ સુણો શ્રી પ્રભુરે,
અવસરિયે આવી સુધારોને કાજ;
બાનાનું બિરદરે સંભારોને ભુધરારે,
બોલડીઆને આજ હસાવો મહારાજ. બીડું. ૫

પદ ૧—રાગવેળાવર.

મળ્યો મનુષ્યનો દેહ તને પ્રાણી,
શ્રી હરિ તણી ભક્તિ તેં ન જાની. મળ્યો. ૧
ઘર બાર નારી સુત વીત જોઇ,
મિથ્યા માયામાં મતી તારી મોહી. મળ્યો. ૨
બાળપણુમાં સમજ્યો ના તું કાંઇ,
કામાતુરમાં જોબન અવસ્થા ખોઇ. મળ્યો. ૩
વૃદ્ધપણામાં તૃષ્ણા વધી ભારી,
શિથળ ઇંદ્રિયો થઇ, દેહ થયું જારી. મળ્યો. ૪
તો એ હરી ભજન કાંઈ એ ન કીધું,
અમૃત ઢોળીને વિષ હળાહળ પીધું. મળ્યો. ૫
જમ લેવા આવ્યા અંતે ગયો મુંઝાઇ,
નારી પ્યારી તારી બાળગી તો વાઇ. મળ્યો. ૬
સગાં સંબંધી મળીને ભુંડી કીધી;
આગ્યો નહોતો હરિ રામને મુંકી દીધો. મળ્યો. ૭

બાર દિવસ રોઇ નારી ખુણે રહેશે;
કરિ ધણી બીજો તુંને વિસારી દેશે. મળ્યો. ૮
હજુ ચેતી લે તો છે ઘણું એ સારૂં;
દાસ સોમો કહે માન્ય કહ્યું મારૂં. મળ્યો. ૯

પદ રાગ લાવણી ચાલ લંગડી.

હરી ભજન કરી લે, ભાવ ધરીને અભાગી;
તારો અવસર એળે જાય, જોને તું જાગી. ૧
નવ માસ ઉદરમાં, જઠરાગ્નિમાં તું તાપ્યો;
જમરાજાને તેં, કોલ કરાર કરી આપ્યો. ૨
ત્યારે હિતકારણે. કૃપા તુજ પર કીધી;
માતાના સ્તનમાં, દુધની ધારા દીધી. ૩
તે ઉપકાર કેમ, ભૂલ્યો જીવ પાપી;
ધન ધામ સુત દાસ, જોઇ માયા વ્યાપી. ૪
મોહ માયાના મદમાં, ભૂલી ગયા શ્રી પ્રભુને,
અંતકાળે શો જવાબ, દઇશ જમ દુતને. ૫
પ્રવર્તી પુરમાં, વળો જીવ અજ્ઞાની;
પડી બેસીને ન સમર્યા, સારંગપાણી. ૬
જેવો આવ્યો તેવો ગયો, ચોરાશીની ખાણે;
દાસ સોમો કહે, સત્ય વચન જે માને. ૭

પદ રાગ ઉપરનો.

આવ્યો મનુષ્યા દેહ, હવે કર હરિ સાથે હેત,
વારે વારે કેટલો કપડો, દહીએ અચેત. ૧
મોહ માયાની જાળમાં, ભૂલ્યો તારૂં સ્વરૂપ;
કરમાં દીવો લેઈ. પડે કીધ ભવકૂપ. ૨

કામ ક્રોધ મદલોભ ઘણો, તને વ્યાપ્યો;
વિષય ભોગ ભોગવી, કદાપી તું ન ધાપ્યો. ૩
અનેક જન્મ એમ ગયા, જીવ અજ્ઞાની;
નર પશુ પક્ષી થઈ, ફર્યો ચાર ખાણી. ૪
રાજા રંક ભીખારી થયો બહુ ફેરા;
નારી નપુશકના વેશ લીધા ઘણેરા. ૫
થયો ભેંસ પાડો, ગર્ધવ ગુણ ઉપાડે;
ઉંટ બેલ થઇને શકટનો ભાર લાધે. ૬
ઘણા અવતાર લઇ ફર્યો જીવ અવનીમાં;
સંત વચન ન માનેતો, વાંચી જો શાસ્તરમાં. ૭
તેં સતસંગ હરિ ભજનમાં, ભાવ ન કીધો;
દેવતાને દુર્લભ નરદેહ ગુમાવી દીધો. ૮
દાસ **સોમા** તણી શીખ લેતું માની;
હવે ભાવ ધરીને, ભજને સારંગપાણી. ૯

પદ–રાગ લાવણી.

હરિ હરિ સ્મરણ નિત્ય કરે. તારૂં જન્મ મરણ દુઃખ ટળે. ટેક.
તારી ચિંતા શ્રીરામને, તું ઉદવેગ શાને ધરે;
નિર્ભય થઇને ગા ગોવિંદગુણ, નિરધનીયો શીદ ફરે. હરિ હરિ. ૧
તું આવ્યો છે પ્રભુને ભજવા, કાયર પણું શીદ કરે;
પરમારથનું કામ કરીલે, જો દયા ઉરમાં ધરે. હરિ હરિ. ૨
પરોપકાર એ પાકું રતન છે, ધરમ સાચો તે તરે;
કહે **સોમા** નિત્ય ધર્મ કરતાં, સત્યના મારગે વરે. હરિ હરિ. ૩

પદ–રાગ ઉપરનો.

નિત્ય હરિ ભજનમાં રહે, જીભે રામ રામ કહે; ટેક.
મનુષ્યનો તુને દેહ મળ્યો છે, કાંઇ ધરમ કરીલે;

દુનિયા કેરી મોજ મજામાં, ઉમ્મર ગુમાવી ન દે. નિત્ય૦૧
સાધુ સંતની સેવા કરવી, હરીનું બાનું લે;
અભિમાનનો ત્યાગ કરીને, ભૂખ્યાને ભોજન દે. નિત્ય૦૨
શિલ સંતોષ ક્ષમા રાખજે, આધિનતામાં રહે;
ભવ તરવાનો એજ ઉપાય છે, સ્વરગનું સુખ લે. નિત્ય૦૩
ભાવથી પ્રભુનું સ્મરણ કરવૂં, પરપંચ મુકીદે;
કહે સોમો સત્ય માની લેજો, વેદ શાસ્ત્ર એમ કહે. નિત્ય૦૪

પદ—રાગ ( જગમાં બુરાઈ ન લેતા. )

ચેત ચેતરે ચેતીને મનવા ચાલો.
તમો સત્યનો મારગ ઝાલોરે. ચેત ચેતરે૦૧
પરપંચ પાખંડ દે મુકી, વિષય સુખને દે થુંકી;
રિઝવો નંદનો લાલોરે. ચેત ચેતરે૦૨
પરધન પરદારા ત્યાગો, નિત્ય સત્યસંગતમાં જાગો;
ભજનાનંદમાં મહાલોરે. ચેત ચેતરે૦૩
તજ માન બડાઈને મમતા, રાખ શિલ સંતોષને સમતા;
તેથી રાજી છે મારો વાલોરે, ચેત ચેતરે૦૪
કહે સોમો જે ભક્તિ કરશે, ભવસાગરમાં તે તરશે.
જો સમજે મનવો કાલોરે. ચેત ચેતરે ૫

પદ ૨—રાગ ઉપરનો.

જાગ જાગરે જાગી મુસાફર જોને;
તારી ઉંઘ આળસને ખોનેરે. જાગ જાગરે. ૧
કોઈ નથી અહીંયાં તારૂં, શીદ કરેછે મારૂં મારૂં;
મુકીદેને આ તનનો રાગ રાગરે, જાગી. ૨
સંગના સાથી ગયા, તારા બાપ દાદા ન

માયા બંધનથી જાગ જાગ્યરે. જાગી. ૩
મોહ બંધનનું દુઃખ ભારી, તેમાં મોહીગઈ મતી તારી;
તને ડસ્યો વિષય નાગ નાગરે. જાગી. ૪
મોહ નિંદ્રામાં શું ઘોરે છે, કામ ક્રોધ ધન ચોરે છે;
હજુ રામ ભજનમાં લાગ લાગ રે. જાગી. ૫
દાસ સોમો કહે છે સાચું, જમ લઈ જાશે મરડી કાચું;
પ્રભુની ભક્તિ માગ માગરે. જાગી. ૬

## પદ ૩—રાગ ઉપરનો.

રામ રામરે રામગોવિંદને સમરો;
તારો મટી જાય દ્વૈતનો ભ્રમ આમરે. રામ રામરે. ૧
તારી માત પિતા સુત વામ, તે સ્વારથીયાં છે તમામ;
અંતે નહિ આવે તારે કામ કામરે. રામગોવિંદને. ૨
ખેતી વાડી ઘોડાને ગુલામ, ગાદી તકીઆને ધન ધામ;
સાથે નહિ આવે ફુટી બદામ બદામરે રામગોવિંદને. ૩
પતીત પાવન હરિનું નામ, આરત દુઃખ હરે ઘનશ્યામ;
તેને સમરો આઠો જામ જામરે, રામગોવિંદને. ૪
રાખી હૈયા મધે હામ, કહે સોમો ઠરીને ઠામ;
અંતે પામીશ વૈકુંઠ ધામ ધામરે, રામગોવિંદનો. ૫

## પદ ૪—રાગ ઉપરનો

હેત હેતરે હરિ સાથે હેત કર ભાવે; (૨)
ફરી ફરી આ અવસર ન આવેરે હેતહેતરે. ૧
નવ માસ ઉદરમાં ઝુલ્યો, તે દહાડા હવે કેમ ભૂલ્યો;
તારું રક્ષણ કીધું માવેરે. હેત હેતરે. ૨
કોલ કરાર જમને કીધા, તારા જામિન પ્રભુએ લીધા;

મારે પ્રસવ બહાર આવેરે, હેત હેતરે. ૩
બહાર પડયો ગર્ભ દ્વારા, માતા સ્તનમાં છુટી દૂધ ધારા;
તે ઉપકાર સુથી શું જાવેરે. હેત હેતરે. ૪
બાળપણામાં બુદ્ધિ ન આવી, નારી સંગે જુવાની ગુમાવી;
ઘેડપણમાં રોગ સતાવેરે, હેત હેતરે. ૫
કાંઇ પ્રભુ ભજનના કીધું, હાથે કામ બગાડી દીધું;
નિંદા કરતાં નવરાઇ નાવેરે, હેત હેતરે. ૬
ચેત ચેતરે જીવ અભાગી, માંથે નોબત મોતની વાગી;
પળમાં પંડ પડી જાવેરે. હેત હેતરે. ૭
સત સંગતમાં જા ભાગી, કુબુદ્ધિને શુદ્ધ લે કરી;
નિત્ય ગોવિંદના ગુણ ગાવેરે, હેત હેત રે. ૮
કહે સોમો ભવસિંધુ તરવા, માથે સતગુરૂ જ્ઞાની કરવા;
બેશી જા હરિનામ નાવેરે, હેત હેતરે. ૯

## પદ—રાગ ગરબી

સખી આજ નિરંજન એક, મારા સ્વામીરે;
એતો જગતતણા પ્રતિપાળ, છે બહુ નામીરે. ૧
સખી મળ્યા સતગુરૂ દેવ, કારજ સીધ્યોરે;
મારા કલ્યાણ કરતા એક, મેળાપ કરી દીધોરે. ૨
સખી અખંડ હરિવરનો, ચુડો પેહેર્યોરે;
સાચા સદગુરૂ સંતદલાલ, કીધી મેહેર્યોરે. ૩
સખી સોહં શબ્દ લેઇ સુરતા ચાલીરે;
બ્રહ્મરંધ્રની માંહે, જઇને મહાલીરે. ૪
સખી જગમગ જગમગ, હોય જ્યોતી દરસેરે;
ત્યાં અમૃત ભર્યો અપાર, ઝુર વરસેરે. ૫

સખી નિર્ગુણ મારો નાથ, અગુણ ગયોરે;
એતો અરૂપ છે અભેદ, વેદે ગાયોરે. ૬
એતો કહેવા સરીખો નહોય, જોયા જેવોરે;
તેને મળે કોઇ પ્રેમીજન, પામે મેવોરે. ૭
સખી એકવીસ હજાર છસે, દમને સાધેરે;
ધીરજ ધારી ધરે ધ્યાન, સુરતા સાંધેરે. ૮
સખી ઓહં સોહંનો તાર, લાગી ચાલેરે;
અખંડ અજંપાજાપ, હસો મહાલેરે. ૯
સખી સદ્ગુરુ મુક્તાનંદે. મુરગમ આલીરે;
દાસ **સોમા**ની સુરતા, હરિસંગ મહાલીરે. ૧૦

પદ. રાગ—ચાબખાનો.

દુનિયા વહમમાં દુઃખી થઇ, તને મળ્યા ધુતારા ભાઇ;
વાત્રીનો વિશ્વાસ રાખે, હરિનો ભરૂશો નહી;
નવમાસ ગર્ભમાં રક્ષણ કીધું, તેને બેઠો વીસારીદઇ. દુનીયા. ૧
પાંચ ભુતનો વળગ્યા તને, તેની તો ખબર નહી;
એક ભુત કઢાવા જાય ભુવા ઘેર, ધુણી ધુણી ડોક થકાઇ. દુનીયા. ૨
સાચો સતગુરૂ ભુવો મળેતો, પાંચ ભુત છોડાવે ભાઇ,
અનાદીકાળનું દુઃખ મટાડે, વહેમ કાઢે તને ઓળખાઇ. દુનીયા ૩
કહે **સોમો** ભ્રમણામાં, અજ્ઞાનિ મરે કુટાઇ;
ગુરૂ જ્ઞાન વિન વહેમ ન જાય, ત્યારે આનંદ વરતાઇ. દુનીયાં. ૪

પદ ૨—રાગ ઉપરનો.

પુન્યમાં પૈશા ના ખરચાશે, તેનું ધન ભુવા જતી લઇ જાશે.
દોરા ધાગામાં દમડા વાપરે, દાખલાં ઘરમાં વલાશે;
મંત્ર જંત્રમાં દુનીયા ભરમાણી, ધુતારા ધુતિ ખાશે. પુન્યમાં. ૧

એ પૈશાની ગુરૂ સેવા બતાવે, તેનાથી તે ના થાશે;
પરમાર્થથી પાછો ભાગે, સ્વાર્થમાં જઈ ધાશે. પુન્યમાં. ૨
પાપીનું ધન એળે જાય, અધર્મમાં વપરાશે;
દુઃખું કમાયોને પુન્ય શું કીધું, સરવાળો ન કઢાશે પુન્યમાં. ૩
અંતનું ભાતું કાંઈ ના બાંધ્યું, અકર્માં ગોથાં ખાશે;
કહે સોમો ધુણી ધુણીને, ભુવાનાં ઘર ભરાશે. પુન્યમાં. ૪

## પદ રાગ. ભજન.

આજ આનંદ ઉર વાધ્યો, સમજ્યો ગુરૂની સાંનજી,
મને સંત મળ્યા સોહામણા, દીધાં અભય દાનજી. આજ. ૧
આતમ જાગ્યા મહાતમ ભાગ્યા, કીધાં પ્રેમ પલાણજી;
જ્ઞાન ઘોડા ચુમન લાગ્યા, સુરત ચઢી અસમાનજી. આજ. ૨
વિના વાદળ વિજ ચમકે, ગડગડે નીશાનજી:
શબ્દ બુંદ વરસે અખંડ ધારા, પ્રીતે પીધાં પય પાનજી. આ૦ ૩
કોટાનકોટી રવિ શશીની શોભા, જોતાં બન્યો ગુલતાનજી;
બિના દિપક જ્યોત ઝળકે, ત્યાં લાગ્યું મારૂં ધ્યાનજી. આ૦ ૪
કહે **સોમો** ગુરૂ મુકતાનંદ, મળ્યા તે પરમાણજી;
અરસપરસ દેદાર દરસ્યા, મટી ખેંચ્યા તાણજી. આજ. ૫

## પદ-૨ ભજન-રાગ સામેરી.

હરી હરી કરતાંરે, હરિમાં સમાઇ રહ્યા રે,
જોતાં ન જડે ન મને રૂપ;
વિચારીને જોતાંરે, સત ગુરૂજ્ઞાનમાંરે;
પોતે છે અનિત ભાતી પ્રગટ રૂપ. હરી હરી. ૧
આનંદની છોળયો રે ઉડે છે અનંત ગણીરે,
કહેતાં તો મુખથી નવ કહેવાય;

મુંગે સાકર ખાધીરે સ્વાદ કેને કહેરે,
હારે એતો સમજ સમજ મુસકાય. હરી હરી. ૨
લુણ કેરિ પુતળીરે ઉદકમાં જઇ ગળીરે;
થાગ લેતા થઇ ગઈ રૂપ સ્વરૂપઃ
ખોળીતા ખોવાણીરે તદરૂપ થઇ રહિરે,
નીજ આતમ છે અદ્વૈત અરૂપ. હરી હરી૦ ૩
નિંદુ વેંદુ કોનેરે, કેના હવે ગીતા ગમ્યેરે,
આપે હરી વિલસ્યા પોતાનીરે મોજ;
એકથી અનેકરે રમવા બાજી રચીરે;
ધરીયા છે વિધવિધનારે સોજ. હરી હરી. ૪
બીજ માંહી વટરે વટમાંહી બીજ રહુરે,
થડ થકી ડાળો ફળ ફુલ થાય;
વેદ એમ વદેરે, સ્મૃતિ સાખ દેરે
સોમા સરિતા બ્રહ્મ સાગરમાં સમાય. હરી હરી૦ ૫

પદ--૧--હોરી--(બલારે દેખો નાથને ધુમ મચાઇ) એ રાગ.

સખીરે દેખો શ્રીકૃષ્ણ ખેલત હોરી, ટેક૦
માથે મુગટ જરકસી જામો, ભાલમે તીલક કયોરી. હરી૦ (૨)
કાને કુંડલ કર કડાં સાંકળાં, કંઠમાં હાર ધર્યોરી;
સંગ હે રાધિકા ગોરી. દેખો શ્રી કૃષ્ણ. ૧
મુખ મોરલી મધુરી સોહે, બાજ રહી હે ઘેરી. હરી૦ (૨)
વ્રજવાશીકા મન હરી લીના, ઘેલી કીધી ગોપી નારી;
મોરલીમાં મોહ ભયોરી. :દેખો શ્રી કૃષ્ણ. ૨
ધરમ રક્ષણ કારણ હરીએ, નંદ ઘર જન્મ ધર્યોરી. હરી૦ (૨)
નિર્ગુણ શીરગુણ શ્રીકૃષ્ણ કહાવે, અસુરકા નાશ કયોરી;

દેવાદિકકો સુખ દિયોરી. દેખો શ્રી કૃષ્ણ૦ ૩
મથુરામાં જઇ મામા કંસને, હાથે હરિયે હણ્યોરી. હરી૦ (૨)
પયપાન કરતાં પુતના મારી, કુબજાકો રૂપ દિયોરી;
ઐસો પ્રભુ ચરિત્ર પ્રયોરી. દેખો શ્રી કૃષ્ણ૦ ૪
ગોકુળમાં રહી ધેનો ચારી, ગોપીની મટુકી ફોરી હરી૦ (૨)
આહીર ઘરની છાશજ પીધી; મહીં માંખણ ખાતાં ચોરી,
ગોવરધન કરપે ધર્યોરી. દેખો શ્રી કૃષ્ણ૦ ૫
દાસ સોમો ગુણ ગાવા રાજી, આશા પુરણ કરોરી, હરી૦ (૨)
અંતરજામી અંતરની જાણો, લાજ રાખ્ય પ્રભુ મોરી;
મેં તો પડયો શરણે તોરી. દેખો શ્રી કૃષ્ણ૦ ૬

પદ ૨.—હોરી. (પ્રહા લહે બિન જનમ ગમાયો.) એ રાગ.

બહારે ગુરૂગમ જ્ઞાનસે ખેલું મેં હોરી. હો૦
ઓહંસોહંકી ભરી પીચકારી, રંગ ગુરૂ ગમ ઘોરી; હરીહરી. લાલા(૨)
સ્વાસોસ્વાસ ફાગમેં ખેલું, તરવેણીમાં તાલ મચ્યોરી;
બાજ રહી મોરલી મધુરી, ગુરૂગમ જ્ઞાનસે. ૧
અનહદ વાજાં વાજે ગગનમાં, નોબત વાજે ઘેરી. હરી૦ (૨)
ગોપિકા સરવે આનંદ પામે, ભાન દેહકા ભુલોરી;
દેવાદીક થીર ભયોરી. ગુરૂગમ જ્ઞાનસે૦ (૨)
જ્ઞાન ગુલાલ ઉડને લાગ્યા, અબિર સંતોષ ભયોરી. હરી૦ (૨)
પ્રેમ કે મડાંસે રામ [illegible] ;
તનમનકો મોહ [illegible]. [illegible]૦ ૩
આહો જામ [illegible] રંગ [illegible]. [illegible] [illegible]; હરી૦ (૨)
અજરા તતકા પીયા પ્યાલા, વિષયા વિષકું ઢોરી;
નીજાનંદ ઉર ભયોરી. ગુરૂગમ જ્ઞાનસે૦ ૪

ગુરૂવચનમેં વિશ્વાસ ધારી, કાયામેં ખોજ કરોરી; હરી૦ (૨)
મન મંદિરિયામેં દેખો તપાસી, હરિહૈ હાજર હજુરી;
સોમા કયું બાહેર ભટકોરી. ગુરૂગમ જ્ઞાનસે૦ ૫

પદ ૧—રાગ–સંતોરે સોહંપદ તે સાચુ.

સંતોરે પ્યાલો પ્રેમનો મેં પીધો,
લેહે લગન ત્યારે ઉપની, લ્હાવો ગુરૂ સાથે લીધો. સંતોરે૦ ટેક૦
ભાઇરે ગંગા જુમનાં ને સરસ્વતી, કાયા ઘટમાં રહે છે;
જ્ઞાન ગોમતી ઘાટમાં, સંત જન સ્નાન કરે છે. સંતોરે૦ ૧
મન તો રે નિરમળ થયું નુર નજરોમાં આવે;
બીજા સાધન તે શું કરે, તાળી હરીસાથે લાવે. સંતોરે૦ ૨
હરીજન હોય તે તો એમ બોલે, દુર્જિન દુર ધાવે;
સદગુરૂને સેવ્યા વિના, હરી નેરા ન દરસાવે. સંતોરે૦ ૩
સુરતા હોય હરી મળવા તણી, તો સત્સંગમાં ધાવો,
વેગે મનુષ્યા જન્મ વહી જાશે, પાછળ થશે પરતાવો. સંતોરે૦ ૪
જગકર્ત્તા ઇશ્વિરતણું, નથી કાંઈ અજાણ્યું;
મિશ્રીત કર્મનું ફળ આપશે, સુખ સ્વર્ગજતણું. સંતોરે૦ ૫
પુન્યનો ભોગવટો જ્યારે પુરો થશે, પાછા ફરવું પડશે;
મૃત્યુ લોકમાં રહેશો ભટકતા, ચોરાશીનુ ભગડુ ચઢશે. સંતોરે૦ ૬
ભાઇરે ગીતામાં શ્રી કૃષ્ણે કહ્યું, તે વચનને પરમાણો;
મનના પ્રપંચ મુકી દેઈ, સત્ય વસ્તુને જાણો. સંતોરે૦ ૭
લાલચ મુકી હરીને ભજો, કાયા કલેશ ન વાધે;
મુક્તાનંદ ચરણે સોમો ભણે, મોક્ષ પદ લાધે. સંતોરે૦ ૮

પદ ૨—રાગ બિહાગ.

નાથ કેસે સુરદાસકો કર સહાયો, તુમ અંતરજામી કહાયો નાથ કેસે. ટેક.
નિજ ભક્તને કારણ વિષ્ણુ ઝટપટ ઉઠકે ધાયો;

કુપમેં ગીરત ઉગારી લીનો, લાકડી પકડકે હઠાયો. નાથ કેસે૦ ૧
રકઝક બહોતેરી કીના, ના ના મુખસે કહાયો;
ચરિત્ર ભરે હો પ્રભુ મેરે, તુંહી મેરે મન ભાયો. નાથ૦ ૨
અબ કહાં જાઓ મેરા પ્યારા, ઢુંડત ઢુંડત હાથ આયો;
છોડું નાંહી પ્રાણ જાવે તબ, હરી દરસ દિખાયો. નાથ૦ ૩
સાથ લે ગયે નીજ ધામ પદ, રચનેકો આરંભ કરાયો;
રચતે રચતે શરીર છુટયો, પીછે સુરશ્યામ કહાયો નાથ૦ ૪
પહેલા બિગડયા સોહિ સુધર્યા, હરિસંગ ચિત જોડાયો;
કહે સોમો પ્રભુ તુમ્હારે ચરણકો, મોહે ભરોસો આયો. નાથ૦ ૫

પદ—રાગ બિહાગ.

નાથ તેરી માયા કે વશ પ્રાણી, માયા દેખી જગ ભરમાણી. નાથ૦ ટેક.
ધન પુત્ર દારા કે કારણ, સાધે ભૈરવને ભવાની;
જંત્ર મંત્ર તંત્ર કરાવે, ત્રિવિધિ તાપે તપાણી. નાથ૦ ૧
બાધા આખડી ઘણેરી રાખે, દેવને દેવાળિયા માની;
કામના પુરયા પછી કથા કરાવે પોતાને શાહુકારી જાણી. નાથ૦ ૨
દેવને છેતરવા બેઠો, મેવા બતાવી કલ્લી લે તાણી;
દેવ કોઇના છેતરયામાં નાવે, સમજ્યો ન મૂઢ અજ્ઞાની. નાથ૦ ૩
માયા મિલે તો ધર્મ દે ત્યાગી, ભક્તિ ઊંચે બાંધે તાણી;
નીજ સ્વાર્થ માટે હિંસા કરાવે, દયા ઉરમાં ન આણી નાથ૦ ૪
એમ કરતાં જો બાળક ન થાય, પછી વહેમમાં વેચાણી;
ભૂત કઢાવા જાય ભુવા ઘેર, ધુણી ધુણી ડાક થકાણી. નાથ૦ ૫
ક્યાંથી ભૂત પેઠું ક્યાં થઇને ગયું. તેની ખબર ના જાણી;
ગાંઠનું નાણું ગુમાવી બેઠો, નર નારીનું કહેવું માની. નાથ૦ ૬
તોએ કાંઇ કાર્ય સરયું નહિ, ત્યારે પાછળથી પસ્તાણી;

હવે તો કામ કોણેજ કરશે, એમ ઉમ્મર આખી ગમાણી. નાથ૦ ૭
નાથનું નીરમેલું શકો નહી સમજ્યા, આ મન આગળ તાણું;
વિશ્વાસ વિના અથડાઇ મન, આંધી દુનીયાં અગાણી. નાથ૦ ૮
માત ઉદરમાં રક્ષણ કીધું, છોડાઇ ગર્ભવાસ ખાણી;
કહે સોમો પ્રભુને વિસાર્યા; અવરસે જઇ ધાણી. નાથ૦ ૯

## ભજન ૧ —( ગુરૂ પાંચ તત્વ મિલકેજી, ) એ રાગ.

ગુરૂ તન તંબુરા મન મંજીરે, તારમાં તાર મિલાયા રે. ટેક૦
ગાજા પીયા ગુરૂ ગમકા, આપમાં આપ દરસાયારે. ગુરૂ૦ ૧
અગમ નીગમ સુજવા લાગ્યા, ભેદ ભરમ ઉડાયારે;
ઓહંસોહં દો એકતા મિલકે, પ્રેમ ભજન ધુન લાયા. ગુરૂ૦ ૨
સત્ય શબ્દ પ્રમાણા લેકે, હજુરી પટા લખાયારે;
ખરાની સમશેર કરમાં ઝાલી, સુરતા સાખ ગવાયા. ગુરૂ૦ ૩
બાવન અક્ષર બહાર બોલે, રૂપરંગ નહિ કાયારે;
નવ તીન પાંચ પચીસ પર, આતમ અમર રખાયા. ગુરૂ૦ ૪
તન મનકા નેહ છુટવા, જગકા ભાન ભુલાયારે;
જ્યાં દેખુ વાં સાહેબ દરસે, દરિયા લેહેર સમાયા. ગુરૂ૦ ૫
ગુરૂ શિષ્યકી ગમ નાહિ મોએ, ધ્યાતા ધ્યાન બિસરાયારે;
શબ્દ ઉચ્ચારે નહિ વેદ વિચારે, સો અનુભવ ઉર આયા. ગુરૂ૦ ૬
સબ કછુ કરતા તોએ અ કરતા, જલકમળ ન પરસાયારે;
સોમો કહે ગુરૂ પુરા મળિયા, ભેદ ખોલ બતાયારે. ગુરૂ૦ ૭

## ભજન ૨ —(તને લેને લહાવ જીવને જોતાં નહી જડે) એ રાગ.

જો અંતરમાં આત્મરામ, બહાર ભીતર સભળે;
બાહેર ભીતર, રાખળે, ભુલ્યા ભમતા ફરે. અંતરમાં૦ ૧
સદગુરૂ શરણે ગયા વિના, જે કોઇ સાધન કરે;

અજ્ઞાની આફળે ઘણું, સદનામાં જોતા ફરે. અંતરમાં૦ ૨
આપની ઉરમી ગળે નહી, ને પરને બોધ કરે;
પ્રભુને પરોક્ષ જાણી, તિરથોમાં અથડાઇ મરે. અંતરમાં૦ ૩
વિના વૈરાગે વાણી કથે, આપોપું ન ગળે;
અધુરીઆ આયડે ઘણું, અતિ આશ વિષયની કરે. અંતરમાં૦ ૪
જ્ઞાન વિના શબ્દ ગુણ ગાયે, ગુરૂની ગમ ન મળે;
તાર બનાવી લોક રીઝાવે, તેમાં કારજ શું સરે. અંતરમાં૦ ૫
પુરણ ભાગ્યે સદગુરૂ ભેટે, તેનું ભાગ્યજ ભળે;
સોહં શબ્દને ગ્રહણ કરી લે, તો પાસમાં પ્રભુ મળે. અંતરમાં૦ ૬
ગુરૂ મુક્તાનંદ પ્રતાપે, દાસ **સોમો** એમ ઉર ધરે;
સદગુરૂ સાને જે જન વર્યાં, તે સત્ય સ્વરૂપે ભળે. અંતરમાં૦ ૭

પદ ૨.—રાગ ઉપરનો.

મને સદગુરૂ કેરી સાનમાં તો, સોહં બુટ્ટી જડી;
સોહં બુટ્ટી જડી મારી સુરતા હરિસંગ વરી. મને સદગુરૂ૦ ૧
સોહં બુટ્ટી ચૌદ ભુવન, વૈકુંઠમાં પ્રસરી.
અણુંઠામ ઠાલો ન દિસે, જ્યાં જોઉ ત્યાં હરી હરી. મને૦ ૨
દેવ દાનવને નાગ મુનીમાં, સોહંપરામ રહ્યા રમી;
વેદ શ્રુતિ શાખ વદે, બોલે તે બીજો નહિ હરી. મને૦ ૩
દ્વૈત ભાવના છુટી હમારી એક અદ્વૈતની પારખ કરી,
તન મનની તૃષ્ણા ત્યાગી, મોહ મમતા થઇ પરી. મને૦ ૪
તોડી પાડ્યો કોટ કુબુદ્ધિ, કર્મ ભર્મ ગયા બે ટળી;
શબ્દસે સુરતા જાગી, બ્રહ્માનંદમાં ભળી. મને૦ ૫
દોઉ કરજોડી દાસ સોમો કહે છે કરગરી;
સદગુરૂ મુક્તાનંદ મળ્યા, તો આદ્ય મુક્તિ મળી. મને૦ ૬

પદ ૩ જું—રાગ ઉપરનો.

સમર સમર હરિ નામ, અવસર આવો નહિ મળે;
આવો નહિ મળે, ફેરા લક્ષ ચોરાશી ટળે. સમર૦ ૧
અવર ઉપાસના કર્યાથી, કાંઇ કારજ નહિ સરે;
આકડાના વૃક્ષથી, અંબ ફળ ના ઉતરે. સમર૦ ૨
કલ્પ વૃક્ષ છોડી જઇ, બેઠો બાવળીયા તળે;
ઉપર ફેરા જળથી કાંઇ, પ્યાસ પુરી ના પરે. સમર૦ ૩
નીજ કરતા પ્રભુ વિસારી, દેવીદેવતાનું સમરણુ કરે;
કોણુ આવી છોડાવે, અંતે જમના હાથે ચડે. સમર૦ ૪
જ્ઞાન કહ્યાને ગમ ન પડી, માયા અંધારી વડે;
તુચ્છ સુખને સત્ય માની, હાથે ફાસો ઘાલ્યો ગળે. સમર૦ ૫
કાષ્ટ નાવમાં બેડા વિના, બેઠો તરવા પથ્થરવડે;
પાર તો પહોંચે નહીં, કીનારે બુડી મરે. સમર૦ ૬
ચૈતન પુરૂષને સેવે તો, ભવસાગર સેહેજે તરે;
સોમદાસ સદગુરૂ પ્રતાપે, પાછો ફેર ના ફરે. સમર૦ ૭

પદ ૪ થું—રાગ ઉપરનો.

હરીનું લેતાં નામ, જીવડા આળસ તું કેમ કરે;
આળસ તું કેમ કરે, શીરપર કાળનું ચક્ર ફરે. હરીનું. ૧
જેમ તેતરને પકડવા બાજ, ફેરી ફર્યા કરે;
નાસતાં કુદતાં મંજારી, મુષાના પ્રાણુજ હરે. હરીનું. ૨
પાણીનો પરપોટો કાયા, પળમાં તે તો પડે;
મારૂં મારૂં કરી, મિથ્યા, અભિમાનમાં મરે. હરીનું. ૩
તારૂં તેમાં કાંઇ નથી, તું જોને વિચારી ખરે;
સામગ્રી સૌ હરીતણી, તેમાં ધણીઆપું શીદ ધરે. હરીનું૦ ૪

તારૂં ધાર્યું થાશે નહી, અણધાર્યું આગળ પડે;
ધણી.નો ધાર્યો મનસુબો હર બ્રહ્માથી ન ફરે. હરીનું૦ ૫
હું મારૂં હરીને અરપી, જે ધ્યાન નિરંતર ધરે;
સોમદાસ—સદગુરૂ પ્રતાપે, ભવસાગર સેજે તરે. હરીનું. ૬

## ભજન—મહીના—આત્મ જ્ઞાનના.

( સખી પડવે તે પંથે સીધાવ્યારે. ) એ રાગ.

કારતક માસે કઠણ મારગ કાપ્યોરે, સત્ય શબ્દ ગુરૂજીએ આપ્યોરે;
તે રસ રોમ રોમમાં વાપ્યો, હરીરસ પ્રેમથી મેં તો પીધો રે. ૧
માગશર માસે મરજીવા થઇનેરે, સતગુરૂના શરણુમાં રહીને રે;
કર્મ ધોયાં જ્ઞાન ગંગામા નાહીને. હરીરસ પ્રેમથી૦ ૨
પોષ માસે પરમપદ પામ્યોરે, તાપ ત્રિવિધિના વિરામ્યો રે;
હવે હરી આકાર રંગ જામ્યો. હરિરસ પ્રેમથી૦ ૩
મહા માસ તો મન મારૂં માન્યુંરે, સુખ નીજાનંદ નિત્ય જાણ્યું રે;
ટળ્યું તીમરને ભળક્યો ભાનુ. હરિરસ પ્રેમથી૦ ૪
ફાગણ માસે ન ફિકરા થઈ ફરિયેરે, બીજી અન્યોપાસના શું કરીએરે;
ધ્યાન નીજ આતમનું ધરીએ. હરિરસ પ્રેમથી૦ ૫
ચેતર માસે ચિંતામણી સાચીરે, સુરતા સોહં સંગ રાચીરે;
ફુટો ગગને ચઢી હવે ગાજી. હરિરસ પ્રેમથી૦ ૬
વૈશાખ માસે વિચાર એ કીધોરે, લહાવો ગુરૂગમનો લીધોરે;
અજરામૃત પ્યાલો પીધો. હરિરસ પ્રેમથી૦ ૭
જેઠ માસે જગજીવન મળિયારે, બાહેર ભીતર સભર ભરિયારે;
ફેરા આવાગમના ટળિયા. હરિરસ પ્રેમથી૦ ૮
અષાડ માસે આનંદમાં રહીએરે, પીઊનાં દેદાર પલપલ લહીએરે;
હવે વહેનામાં શીદ વહીએ. હરિરસ પ્રેમથી૦ ૯

શ્રાવણ માસે સચ્ચિદાનંદ સ્વામીરે, સઘટ્ટ વ્યાપક અંતરજામીરે;
એ તો અરૂપ છે અનામી. હરિરસ પ્રેમથી૦ ૧૦
ભાધરવે બ્રહ્મમાં ભળિયારે, વિત્યા દિવસ પાછા વળિયારે;
મારાં સરવ કારજ સરિયાં. હરિરસ પ્રેમથી૦ ૧૧
આસો માસે અખંડ આત્મ જાણ્યોરે, પૂર્ણાનંદ મેં પિછાણ્યોરે;
ઉલટ કે આપમાં સમાણો. હરિરસ પ્રેમથી૦ ૧૨
અધિક માસે અનુભવ જાગ્યોરે, સતગુરૂ શબ્દનો રંગ લાગ્યોરે;
ભવસંસારનો ભય ભાગ્યો. હરિરસ પ્રેમથી૦ ૧૩
સંવત ઓગણીશ શીતેરની સાલરે, કારતકી પુનમને ગુરૂવારેરે;
સંત પધાર્યા મારે દ્વારે. હરિરસ પ્રેમથી૦ ૧૪
સદ્ગુરૂ મુકતાનંદ સ્વામીરે, પુરણાનંદ અંતરજામીરે;
દાસ સોમો કહે શીશ નામી, હરિરસ પ્રેમથી૦ ૧૫

**ભજન**—( નાથ તુમ જાનત હો સબ ઘટકી. ) એ રાગ.

બોલતહે સબ ઘટમે, સાહેબ બોલતહે સબ ઘટમેં;
ગુરૂગમ જ્ઞાને ગોતીને જોતાં, પાયો ઉલટ સુલટમેં. સાહેબ. ટેક.
સાહેબ મુજમેં મેં સાહેબમેં, અબ નહી સાહેબથી જુદા મેં;
જેમ બીજમાંહી વટ રહતહેં, બીજ રહતહે વટમેં સાહેબ. ૧
સાહેબ સત્તાસેં સબ હાલત ચાલત, રહતહે આનંદ મગનમે;
ચમક દ્રષ્ટિ જેમ લોહ ચલાવે, પણ ક્રિયા ન દિસે ચમકમે· સા. ૨
અંતર પડદે રહી ખેલ કરતહે, મોહ પામ્યું જગત [illegible];
બાજીગર જયું પુતલીયાંકું, લટક કરત [illegible] ૩
ન્યારા રહેકર નાચ નચાવે, વ્યાપક ચૌદ ભુવનમે;
સો ખેલે સો ખેલાવે, ગાવે ઉપનિષદમેં સાહેબ. ૪

બ્રહ્મજ્ઞાની ગુરૂ મુક્તાનંદ મળિયા, સમજાયો સાનેમે;
દાસ સોમો [illegible] દીસત નાંહી, અગ્નિ ભ્રાંતિ ત્રિગ રૂપમે. સા. ૫

**ભજન**—[illegible] કરો કલ્યાણ [illegible] પ્રભુ સૌનં [illegible] કલ્યાણ—એ રાગ

સમરી લે શ્રી [illegible] હે [illegible] સમ [illegible] શ્રી રામ;
રામ નામ છે સમરણ સાચું. અંતે આવશે તારે કામ. હો મન. ૧
ભજ નિરંતર અંતરમાંથી, બેસે નહી કાંઇ દામ. હો મન. ૨
ધન જોબન ભગનિ સુત દારા, એ સ્વારથીયાં છે તમામ. હો મન ૩
કાયા ને માયા બાદલની છાયા, પલ રહે ના ઠામ. હો મન. ૪
સાચું શરણું લે શ્રીહરિનું, પતિત પાવન ઘનશ્યામ. હો મન. ૫
ભક્ત ઉધારણ ત્રિભોવન તારણ, સુખસાગર સુખધામ. હો મન. ૬
કહે **સોમો** નામ સમરણથી, ઠરીને બેસીશ તું ઠામ. હો મન. ૭

**ભજન**—( ધન ગુરૂ દાતા મેરા )—એ રાગ.

ધન્ય આજ દીનને રે, ધન્ય આજ પળને રે, સદગુરૂ સંત પધારેજી.
ચરણ પખાળીને ચરણામૃત લેઉં તો, પ્રશ્ચિત સઘળાંરે જાયજી. ૧
ગરજના ગોદડાંને, દીનતાના તકીયારે, પ્રેમકેરી ચાદરો બીછાવુંજી;
અગર ચંદનીરે, આડ લીલાટે કરૂં, શીતરૂપી ચોખલીયે વધાવુંજી. ૨
પ્રેમ કેરા પુષ્પને પ્રેમ કેરા ગજરારે, હરખનો હાર પેહેરાવું જી.
પંખેથી ઢાળુંરે ઝીણા ઝીણા વાયરારે, ભાવનાની આરતી ઉતારૂંજી. ૩
ભ્રાંતિનીરે નીતિ જોઇને સદગુરૂ રીઝયારે, દીયા મહા વાક્ય ઉપદેશાજી;
જનમ મરણકારે બંધન કાપ્યા તો, છુટી ગયા દેહ અધ્યાસાજી. ૪
સદગુરૂ મળીયા મારા સરવે કારજ સર્યાંરે, નારગુણનાથ ઘેર આવ્યાજી;
મુક્તાનંદ પ્રતાપે દાસ **સોમો** કેહેછે, તો જમકેરા દાણ ચુકાયાજી. ૫

**ભજન—પુનમચાંદનીના ગરબાનો રાગ.**

હરીજન સમજુ થઇને સદગુરૂ સંતને સેવજોરે;

ગરજુ થઇને રહેજો, પામવા આત્માજ્ઞાન;
પ્રથમ માન બડાઇ અહંતા મમતા મેલજોરે;
સાખી—વેદવેત્તા બ્રહ્મનિષ્ટાની, શરણે રહેવું સજ્જન;
કલ્યાણકારક એહ છે, ત્યાં અરપો તનમન ધન;
નિઃસંદેહ બોધ પામો, વામો ત્રિવિધિ તાપ,
અનેક જનમનાં અઘઓઘ, સંચીત મૂળ સઘળાં જળેરે. હરી. ૧
સાખી—પતંગીયા સંમ પ્રેમથી, કરવો સદગુરૂ સંગ;
કીટનો ભ્રમર બને, ચડે સંતનો રંગ;
રંગ તો ચઢશે સરસે, સેહેજે સઘળાં કાજ;
દિનતા ત્યાગીને આવશે દશા રાજનીરે, હરીજન. ૨
સાખી—નિશ્ચળ અંતઃકરણથી, ધારણ કરતાં ગુરૂનાં વેણ;
સ્વયં ભાનું ભભકશે, નિવૃત્ત થાશે રેન.
પછી જગત સઘળું નિજાનંદ રૂપ ભાસશેરે;
થાશેઅંતરમાંથી દ્વૈત ભાવના દૂર. હરીજન. ૩
સાખી—જીવ શિવ ભેદ ભ્રાન્તિ ટળે, આવે સુખ નીજ ઘેર;
હરતાં ફરતાં બેસતાં, ઉપજે આનંદની લહેર;
આનંદ ઉપને સુપને દુઃખને તો દેખે નહિરે,
સાક્ષી થઇને વરતે દેહ સંબંધીનો સાથ. હરીજન. ૪
સાખી—જીવતાં મોક્ષ પદવી મળે, અવિચળ સુખ અનંત;
જો જાણે સહુ આપમાં, પશુ પક્ષી જીવ જંત.
સચ્ચિદાનંદ વિના ઈતર કંઇ દેખે નહીરે.
તેને ગ્રહેવું તજવું થાશે સરવે સમાન. હરીજન. ૫
સાખી—પૂરવ પુન્ય પ્રતાપથી, મળયા મુકતાનંદ ગુરૂદેવ;
દાસ સોમાપર દયા કરી, લખાયા નીજ ભેવ;

અભેદ અછેદ અદાહ્ય અખંડ અનાદી આત્મા રે;
ન આવે ન જાવે વેદ સ્મૃતિ નિત્ય ગાય, હરીજન. ૬

પદ ૧ લું —બિહાગ.

કલ્યાણ કદિ ન થાય, બ્રહ્મ વિચાર વિના કલ્યાણ કદિ નથાય. ટેક
બાવો થઇને મુરતી પુજે, ઘંટ શંખ બજાય. બ્રહ્મ૦
ભલે ગેરૂનો વેશજ પહેરે, જગત ધ્રુતિ ખાય. બ્રહ્મ૦
તાલ તંબુરા નિત્ય બજાવે, તેથી લોક રીઝાય. બ્રહ્મ૦
તપસી થઇને ધુણિ જો તાપે, પંચાગ્નિ જલાય. બ્રહ્મ૦
બાણ સજ્યા ઉપર સુવે, કામના ઉર બંધાય. બ્રહ્મ૦
ભોગ છોડીને જોગ જો લેવે, માયા નારે તગાય. બ્રહ્મ૦
ઉદાસી થઇને ફરે જંગલમાં, ભ્રમણામાં ભટકાય. બ્રહ્મ૦
ઘેર રહીને સાધન જો સાધે, હુંપદમાં મરી જાય. બ્રહ્મ૦
જે જે સાધન કરે તેમાં, હું માહારૂં નહિ તજાય. બ્રહ્મ૦
કહે સોમો સદ્ગુરૂ સેવે તો, સહેજમાં કલ્યાણ થાય. બ્રહ્મ૦

પદ ૨ જું—રાગ ઉપરનો—બિહાગ.

તજો દેહાભિમાન, હે મન માહારા, તજો દેહાભિમાન;
હાડ માંસની બની આ કાયા, મળ મુત્ર સમાન. હે મન૦
લોહિ લાળ પરૂ માંહિ ભરીયું, ચામ લપેટયું જાણ. હે મન૦
કોઈ પદાર્થ માંહી ન સુંદર, કાયા નરકની ખાણ. હે મન૦
ચાર ખાણી થઇ યોનિથી, નર નારિ પશુ માન. હે મન૦
બ્રાહ્મણ ક્ષત્રિય વૈસ્ય નહિ તું, તું નહિ શુદ્ર જાણ. હે મન૦
જાતિ વર્ણ છે વપુ કેરી, નહિ આત્માની પીછાણ. હે મન૦
ભેખ શેખને જંગમ જોગી, એ દેહના ધર્મ જાણ. હે મન૦
બ્રહ્મચારિ ગ્રહસ્થ સંન્યાસી, કહેવાય પ્રસ્થવાન. હે મન૦

ચાર આશ્રમથી આત્મ ભિન્ન છે, તે પદ તું નિરવાણ. હે મન॰
કહે **સોમો** સદ્‌ગુરૂ ભેટે તો, આવે સમજ ને સાન. હે મન॰

પદ ૧ લું—રાગ ચોપાઈ.

ભમા ભજન થકી ભય ટળે, નીશ્ચે કાળ કરાળ ના ગળે;
ભેખ ધરે જો સીદ્ધી થાય, તો ભાંડ ભવૈયા વૈકુંઠ જાય;
જેવો ભાવ તેવા હરી ફળે, ભમા ભજન થકી ભય ટળે;
મુંડ મુંડાવે હરિને કાજ, લોક પુજે ને કહે મહારાજ.
મન જાણે હરિએ કૃપા કરી, માયામાં લપટાણો ફરિ;
સઉને મન તે કરે કલ્યાણ, **અખા** એને હરિ મળ્યાની હાણ.
અંગ આળસે તપસી થયો, ઘર મેલીને વનમાં ગયો;
કામબાણ ન શકયો જાળી, રડવડની એક આણી નવી.
શ્વાન ભસાવે ને હીંડે છકયો, **અખા** હઠ્યો નહી ને ઘર નવ રખ્યો;
જયાં જોઇએ ત્યાં કુડે કુડ, સામા સામી બેઠા ઘુડ;
કોઇ આવીને વાત સુરજની કરે, તે આગળ લેઇ ચાંચજ ધરે;
અમારે હજાર વરસ અંધારે ગયાં, તમે દેખતા કયાંથી થયા,
લીલા વૃક્ષની ઓડે રહે, જેમ પારધિ પશુને ગ્રહે;
હરિને ઓડે ધુત્તા ઘણા, ઉપાય કરે કનક કામની તણા;
**અખા** એવા ગુરૂ શું ઉતારે પાર, જેના શિષ્ય ગર્ધવ ને ગુરૂ કુંભાર.

દોહા.

રામ કહો કૃષ્ણ કહો, કહો ગોવિંદ ગોપાળ;
અનેક નામ આત્મ તણાં **સોમા** કર વિચાર. ૧
ગોવિંદ કહો ગોપાળ કહો, કહો રામ રહેમાન;
અલ્લા તાલા ખુદા કહો, **સોમા** સર્વે આત્મ જાણ. ૨
હિંદુ તુરક ધર્મની, થઇ રહી ખેંચાતાણ;

સોમા સમજ્યા વિના, એ સર્વે અજ્ઞાન. ૩
પ્રભુ સર્વેના એક છે, અન્ય નહીં બીજું કોય;
દેહ દર્શીને દરી નહી, સોમા વિચારી જોય. ૪
હિંદુ ભજે રામનામ, તુર્ક ભજે રહેમાન;
સોમા સમજ્યા વિના, કેમ થશે કલ્યાણ. ૫
રામ રહિમમાં ભેદ નહીં, સર્વેનો એક ભગવાન;
ચોખા કહો ચાવલ કહો, સોમા અંગેહ માણ. ૬
સુંદર સાધન સબ કરે, કહે મેં મુક્તિમેં જાય;
આતમકે અનુભવ વિના, કહુ મુક્તિ વે નાંહાય. ૭
દુર કરે સબ વાસના, આશા રહે ન કોય;
સુંદર વાહી મુક્તિ હેં. જીવતેહી સુખ હોય. ૮
સુંદર જ્ઞાન પ્રકાશતે, ધોખા રહે ન કોય;
ભાવે ઘર ભિતર રહે, ભાવે બનમે સોય. ૯

## કાયારૂપી બંગલાનું ભજન.

બંગલો અજબ બનાયો હોજી,
બંગલો અજબ બનાયો મેરે દાતા, બંગલો અજબ બનાયોહોજી. ટેક
ઇસ બંગલેમેં દસ દરવાજા; ખૂબ સૂરત સોહાયો. મેરે દાતા, બં. ૧
પાંચ તત્વકો બંગલો બનાયો, કર્મકો ઠાઠ રચાયો હોજી;
મન અજ્ઞાને માગીને લીધો. રજ બીંદુસે બંધાયો મેરે દાતા. બં. ૨
સુરતકી સીડી પ્રાણ કેરા થંભા, તૃષ્ણાનો ચણતર ચણાયો હોજી;
આપે કીયા આપે ચીતારા, આપ અખંડ સાહેબ સમાયો: મેરે. ૩
કાયા બંગલો સહજ બનીયો, એહી મેરે મન ભાગ્યો હોજી;
બંગલો મીલ્યો તબ સાહેબકું પાયા, ઘટભીતર દરસાયો. મેરે બં. ૪
એસા ખોટા પણ ખૂબી ખરી હે, પાયો કાચો ઉઠાયોજી;
કહે સોમો ગુરૂગમ જોતા, બંગલો મેં ના કહાયો. મેરે દાતા, બં. ૫

## ભજન ૧

( અમને ખોજી ક્યારે ભેદ અંતરકા પાયાજી. )—એ રાગ.

હરીકા ભજન કરૂંગારે, મરણસેં નહી ડરૂંગાજી. ટેક.
મનકું વાળ હરિસંગ ધાવું, કુબુદ્ધિકું તોડુંગારે ભાઈ;
કુડકપટ પ્રપંચ છાંડી, ચિત ચૈતનમેં જોડું. હરીકા૦ ૧
સુરત સુરતકુ એક ઘર લાવું, સુષુમણા સંગ ખેલુંગારે ભાઇ;
સોહંસોહંકા જાપ જપકે, નીજ આનંદમાં મહાલું. હરીકા૦ ૨
ધન ગુરૂ મેરા ધન ગુરૂ દાતા, મોહે દીયા ઉપદેશારે ભાઇ;
જનમ મરણકા બંધનં કાટયા, દુઃખ હે નહિ લેશા. હરીકા૦ ૩
પંચભૂતકા ભાવ છોડાયા, પંચાતિત પરખાયારે ભાઇ;
જાગ્રત સુપન સુષુપતિ મુકી, તુરિયાતીત ઠરાયા. હરીકા૦ ૪
તુરિયાતીત અચ્યુત ઘર પાયા, જહાં નહીં કારણ માયારે ભાઇ;
અજર અમર એક આતમ નિજ હે, યેહી મેરે મન ભાયા. હરીકા૦ ૫
જીવ બ્રહ્મકા ભેદ મીટાયા, આપો આપ ઓળખાયારે ભાઈ;
ગુરૂ મુક્તાનંદ પુરણ મળિયા, ક્ષેમાકું સમજાયા. હરીકા૦ ૬

## ભજન ૨.

હરી હરી ભજન કરી લેરે, મનવા ઠામ ઠરીનેજી. ટેક.
ગુરૂ શબ્દમાં ચિત્ત પરોયા, ચૌદ બ્રહ્માંડપતી જોયારે ભાઇ;
ઇંગળા પીંગળા સુષુમણામાં, મનવા મેરા મોહ્યા. હરી હરી. ૧
બેસતાં ઉઠતાં હરતાં ફરતાં, હરદમ નામ સમરીએરે ભાઈ,
પ્રેમના તો છુટે ફુંવારા, આનંદ મગનમાં રહીએ. હરી હરી. ૨
સુરતા હમારી સોહંસંગ રાચી, ઓર કલ્પના ત્યાગીરે ભાઇ;
દ્રઢ આસનકીયા અભે ઘરમાં, જોયું નેનથી જાગી. હરી હરી. ૩
આગે પીછે બાહેર ભીતર, સચરાચર દરસાયારે ભાઇ;

નીજ આત્મ ન આવે ન જાવે, એહી નીશ્ચે મન આયા. હરી. ૪
આદ્ય અંતને મધ્યમા સરખા, ઉત્પત્તિ લયમાં ન આયારે ભાઇ;
જળ અગ્નિ પવન ના સોષે, સસ્ત્રેના છેદાયા. હરી. ૫
એક ધાગામાં નામરૂપ મણકા, જગત સબ લખાયારે ભાઇ;
દેવી દેવતા પીર પેગંબર, વાણી વેદ સમાયા. હરી હરી. ૬
પૂરણ ભાગ્યે સંતજ મળિયા, મુકતાનંદ ગુરૂ પૂરારે ભાઇ;
દાસ સોમાને સંશ્યા બતાવી, નિર્મળ વરસે નૂરા. હરી હરી. ૭

ભજન ૩ ( ચૈતન દડી રમત હાથ ચડી. ) એ રાગ.

હરીજન સતસંગમાં કરો હડી, અવસર આવો નહિ આવે ફરી ફરી; હરી.
આત્મ જ્ઞાન સંપાદન કરવા, મનુષ્યા દેહ આવ્યો છે મળી;
તેનું તે શું સાધન કરવું, વેગે જતન લ્યો કરી. હરીજન૰ ૧
અણુ સમજે ક્રિયા કર્યાંથી, મમતા નહી થાય પરી;
મંઝારી કાઢતાં ઊંટ પેસે, જાય ચોરાશી ચાકડે ફરી. હરીજન૰ ૨
ગુરૂગમ કુંચી હાથ જો લેવે, તો હુંપદની સમે હોળી;
શારના સાટે બ્રહ્મ રંસ પીવો, મોહ માયા મેલો પરી. હરીજન૰ ૩
હરીજન હોય તે હંસગતી હાલે, કાગમતી દૂર કરી;
સાર અસારનો વિચાર કરી, સાચાં મોતી લે ચરી હરીજન૰ ૪
કલ્પ વૃક્ષ સતસંગ કહીએ, મન ઇચ્છા પૂરણ લ્યો કરી;
ચાર પદાર્થ પામશોરે. જાશે ગર્ભવાસ દુઃખ ટળી. હરીજન૰ ૫
પૂરવ પુન્યે ગુરૂ મુકતાનંદ મળીયા; મોક્ષની મોજો મળી;
દાસ સોમો કહે ભાગ્યજ ભળીયું, જન્મ સફળ દીધો કરી. હરી૰ ૬

ભજન—(પ્રભુકો ભજન ના કીયો લોભી મને તેં )—એ રાગ૰

સતસંગ કબુ ના કીયો અભાગી જીવ તેં. સતસંગ૰
નિરવરતી તો સ્વપ્ને ન પાવ્યો પ્રવરતીપુરમાં વળો.

અભાગી જીવ તે સતસંગ કશુ ના કીયો૦ ૧
વહેવારમાંરે સુરોપુરો થઇ હાલ્યો;
પરમારથ અર્થ ના લહી. અભાગી૦ ૨
મનુષ્યા દેહી દેવતાકુંરે દુર્લભ,
જન્મ અકારજ ગયો. અભાગી. ૩
આત્મ જ્ઞાન હિરદામાં ન આવ્યું,
હંસ થઇ કાગમાં ભળ્યો. અભાગી. ૪
સત્યનેરે છોડી અસત્યે જઇ વળગ્યો,
સત્ય દેહ માની લીયો. અભાગી. ૫
આશા ને તૃષ્ણાના પુરે જઇ અટકીયો,
વિષય વિષ ઘોળી તેં પાયો. અભાગી. ૬
કહત સોમદાસ જેને જીવ જાગી,
અવસર જાય છે વહી. અભાગી. ૭

ભજન—( હમને ખોજ કીયા રે )—એ રાગ.

હરીકા ખોજ કીયા દીલમેં, પાયા બુદ્ધિકે [illegible]મેં;
ગુરૂએ પડદા લીયા ઉઠાઇ, નુર આયા નજ[illegible] રે ભાઇ;
સબ જગતમેં છાયા ઉનકી, જલ અગ્નિ પવનમેં. હરિકા. ૧
નર ઔર નારી સબ મેં દેખ્યા, દેખા પશુ પક્ષીમેં રે ભાઇ;
જ્યાં દેખું વાં રૂપ ઉસીકા, ઝાડ પહાડ પત્તેમેં. હરિકા. ૨
જલ થલમં સાખ્યક વાસા બોલતા હૈ ઘટોઘટમેંરે ભાઇ;
પુષ્પમેં [illegible] રહેતા હે તનમેં. હરિકા ૩
જયું કાષ્ટમેં [illegible] રહેતા હે ઘૃત રહેતા દુધનમેંરે ભાઇ;
મથન કીયાસો માંખણ પાયા, દરસ્યા અરસપરસ મેં. હરિકા. ૪
ખોજંતા તો ખૂબહી પાયા, પરખ્યા દેહ દેવલમેંરે ભાઇ;

અમ્મર દેરડા હે માંહી થાણા, ના આવે જન્મ મરણમેં. હરિકા. ૫
સોમાં સરખા અવિનાશી, એને મુકત મેળાગેરે ભાઈ;
અધર નિરાધાર આસન ઉનકા વ્યાપક ચૌદ ભુવનમેં. હરિકા. ૬
રાત દિવસ મગનમેં રહીએ, નાહીએ સત સંગતમેં રે ભાઈ;
દાસ સોમાને મુકતાનંદ મળિયા, વાસ કીના નિજ પદમેં. હરિક. ૭

ભજન—રાગ ઉપરનો.

ગુરૂએ જ્ઞાન બતાયારે, મેરે મન એહિ ભાયાજી. ટેક૦
અંતરધ્યાન ધરીને જોયા, કુદરતકા રંગ છાયારે ભાઈ;
બીના દીપક જોત ઝલકે, માંહી વીશ્વનાથ સમાયા. ગુરૂએ૦ ૨
વીશ્વનાથકું હમને દેખ્યા, વામે ચીત્ત પરોવાયારે ભાઈ;
અબ કછુ જોના રહ્યા ન બાકી, જોનાથા સો દીખાયા ગુરૂએ૦ ૩
સબ ઘટ વિષ્ણુ મહારાજ દેખ્યા, જલ થલ મેં દરસાયારે ભાઈ;
વિષ્ણુ વિના નહી અન્ય પદાર્થ, એહી ભાન ઉર આયા. ગુરૂએ. ૪
આકાશ પાતાળ ત્રણુ લોકમે, પુર નજરે વરતાયારે ભાઇ;
કીડી કુંજર રંક રાયમેં, સાહેબ આપ છુપાયા. ગુરૂએ૦ ૫
તત્વમસિ પદ કીયા તપાસી, જયું કા ત્યું સમજાયારે ભાઈ;
કહે સોમો સદગુરૂ પ્રતાપે, નિજાનંદ ઘર પાયા. ગુરૂએ૦ ૬

ભજન—રાગ ઉપરનો.

ગુરૂએ નામ સુનાયારે, ગનુગા એક ઘેર આયાજી. ટેક૦
જોગ જુક્ત ગુરૂએ શીખવાડી, અધિક ભાવ બઢાયારે ભાઇ;
મન બુતકુ પ્રાણુ થંભે ઉડ બેશ કરાયા. ગુરૂએ૦ ૧
શ્વાસોશ્વાસ એ ભજન ખલું સોહંસોહ ધુન લાયારે ભાઇ;
બેસતે ઉઠતે ચલતે ફીરતે પ્રેમ લહેર ચઢાયા. ગુરૂએ૦ ૨
દરદમ તો અબ તાર ન તુટે, અમ્મર પ્યાલા પાયારે ભાઇ;
લોક કુકુંબકા સંગ છોડકે, સતસંગસે મન ભાયા. ગુરૂએ૦ ૩

સત્ય રંગસે મનવા રંગ્યા, અજબ રંગ લગાયારે ભાઈ;
જગસે ઊલટા ચલણુ હમારા, નીજાનંદ ઉર છાયા. ગુરૂએ૦ ૪
આઠ પહોર આનંદમાં રહીએ, બ્રહ્મસાગરમાં ન્હાયારે ભાઈ;
પંથ હમારા સબસે ન્યારા, પંચાતિત લખાયા. ગુરૂએ૦ ૫
અબ કીરીકા કહ્યા ન માને, ગુરૂ બચનકે સંગ ધાયારે ભાઈ;
એહી હે હમારા મોક્ષકા દાતા, સત્ય વચન સુનાયા. ગુરૂએ૦ ૬
બ્રહ્મદરથી ગુરૂ મુક્તાનંદ મળિયા, ભેદ ભરમ ઉડાયારે ભાઈ;
કહે સોમો સોહં સમરણથી, ખીલે મન બંધાયા. ગુરૂએ૦ ૭

ભજન—રાગ ઉપરનો.

ગુરૂગમ જ્ઞાન વિચારારે, આણંદ ઉર અપારાજી. ટેક૦
લાલચ છોડી સુરતા જોડી, સોહં નામ ઉચાર્યારે ભાઈ;
ત્રિગુણ તોડયા ગગન ફોડયા, ખોલ્યા બ્રહ્મ દ્વારા. ગુરૂ૦ ૧
ખોલ્યા દ્વારા હુઆ અજવાળા, સાહેબ નજરે નિહાળ્યારે ભાઈ;
બાળ વૃદ્ધ નહિ શ્યામ સફેતા, સબી રંગસે નિરાળા. ગુરૂ૦ ૨
ગુરૂ મિલ્યા તબ જ્ઞાન પાયા, હુવા અનુભવ અજુવાળારે ભાઈ;
નીજ આત્મ તો અમર રહેંગા. એહી હે નિશ્ચે હમારા. ગુરૂ૦ ૫
નહિ અબ મરના નહિ અવતરના, નહિ આવન જાવન હારારે ભાઈ;
ખાના પીના પ્રાણ પુરૂષકા, ચૈતન્ય નિરવિકારા. ગુરૂ૦ ૪
જન્મ મરણ સબ ધર્મ શરીરા, શોક મોહ મન ધારણ હારારે ભાઈ;
નિરગુણ ન્યારા નહિ વાર પારા, સત્ય સ્વરૂપ સંસારા. ગુરૂ૦ ૫
પાણીસે પતલા પવનસે ઝીણા, નહિ નેહેર નહિ બહારારે ભાઈ;
સોમાને ગુરૂ મુક્તાનંદ મળિયા, કરમ ભરમ ભય ટાળ્યા, ગુરૂ૦ ૬

ભજન—( પ્રથમ પહેલા સદગુરૂ સમરૂં ) એ રાગ.

સદ્દગુરૂને ચરણે નમું, પ્રેમે લાગું પાયજી;
કરૂણા મુજ ઉપર કીધી, દીનો આત્મ લખાય;

આજ મારે આનંદ ઉર અપારજી,
આણંદ ઉર અપારે દીની ભરમણા મીટાય.
આજ મારે આનંદ ઉર અપારજી,
સમરૂ સમરૂરે હાં હાં હાં, સોહં રામ શ્વાસોશ્વાસજી. ૧
ધેનુ ચરવા કાજે જાવે, વન મધે ઘાસજી;
અંતર સુરતા વાછરડામાં, પળના છોડે શ્વાસ. આ૦ ૨
દૂધમાં જેમ ઘૃત રહે છે, પુષ્પમાં રહે બાસજી;
સમાન અગ્નિ કાષ્ટમાં, થાય મથતાં પ્રકાશ. આ૦ ૩
વાયુનો થયો વંટોળીઓ, ચઢી ધુળફટ આકાશજી;
ત્વંપદ તત્પદ ત્યાગતાં, અસી પદમાં વાસ. આ૦ ૪
કમળપત્રનો અહોનીસ રહે, જળ મધ્યે વાસજી;
સંગ છતાં અસંગતાને ન લાગે જળનો પાસ. આ૦ ૫
પુરણાનંદ છે પુરણ પોતે, જેમ વ્યાપક આકાશજી;
ગુરૂ મુક્તાનંદ ચરણે, દીસે ના સોમદાસ. આ૦ ૬

ભજન—( હમને ખોજી કાયારે. )—એ રાગ.

હરિકા દરશન પાયામેં, સમજ્યા ગુરૂકી સેનુમેં. ટેક૦
મનવા મેરા અજબ રંગીલા, નહાતા આત્મ સિંધુમેરે ભાઇ;
નિમિષ માત્ર રહે ન ન્યારા, જ્યુ મીન રહેતી જલમેં. હરિકા૦ ૧
જ્યાં મન જાવે વહાં સાહેબ દરસે, ચીત ચોટયા ચૈતનમેંરે ભાઇ;
દેવી દેવતા સબમેં હમને, દેખ્યા મંદિર મસીદમેં. હરિકા૦ ૨
કાશી દ્વારકાં પ્રયાગ રાજમેં, દેખ્યા ગોમતી ડાકોરમેંરે ભાઇ;
મક્કા ઓર મદીના સબમેં, નુર આયા નજરોમેં. હરિકા૦ ૩
નિર્ગુણનાથ સકળ જગ ભરિયા, ભરિયા પિંડ બ્રહ્માંડમેંરે ભાઇ;
સુર અસુર ભૂત પ્રેતમેં, જોગી મુની જતીમેં. હરિકા૦ ૪

સોહંબ્રહ્મ સનાતન જાણ્યા, આપના હૃદિયા કમળમેં રે બાઇ;
સોભાને ગુરૂ મુક્તાનંદ મળીઆ નહિ આવું ઉત્પતિ તનમેં લગાર. ૫

**ભજન**–( શોધો શોધોમેંથા સૈંયાં મિલતાજી. )–એ રાગ,

આતમ જંગી દેખ્યા રમતા હે રમતા હેજી.
એતો નામ રૂપથી ન્યારા રહેતાર, આતમ ટેક.
જોગ ના સાધે વાંકું ભોગ નહિ ભાતાજી,
એતો બાલ ને વૃદ્ધ ન કહાતારે આતમ. ૧
જટા ન રાખે એતો નહિ મુંડાતાજી,
એતો કોપીન તુંબડી નહિ રખતારેરે. આતમ ૨
માળા ન પહેરે ન દાઢી બઢાતાજી,
એતો વેદ કિતાબો નહિ પડતારેરે, આતમ ૩
હિંદુ તુરક નહિ સાધુ કેહેલાતાજી,
સાહેબ સબ લોક સે હે મીલતારેરે. આતમ. ૪
કથના મથનીમેં ઓ નહિ આતાજી,
એતો ગુરૂગમ જ્ઞાને સમજાતારેરે આતમ. ૫
સત્ગુરૂ પ્રતાપે સોમદાસ કહેતાજી,
મેં તો નિરગુણકા ગુણ ગાતારે. આતમા. ૬

**ભજન**–( રાગ–તેરા રોકન હાર કોણ મગનમે–જા. )

સમર મન શ્રી રે હરી તું મતા મેલ પગી સમ મન ટેક.
મનવા જાણે મે કરૂં, પણ કરન હાર તારતાર નામ;
તેરા કીયા ન લાવગારે, હોવે હોવન હાર. સમર મન૦ ૧
જમીનમે તો બીજ બોયા, ખેડુ કરે રખવારી રામ;
બીના જલ તો ઉગે નહિ, દેખો હૃદય વિચારી. સમર મન૦ ૨
હું કરૂં હું કરૂં એ, અજ્ઞાનતા છે તારી રામ;

હુકમ વિના તો પત્તા ન હાલે, કુદરતકી ગતિ ન્યારી. સમર મન૦ ૩
રંકને તો રાય બનાવે, રાયને કરે ભીખારી રામ;
જલ ઠેકાણે થલ ચડાવે, થલ ઠેકાણે થાય વારી. સમર મન૦ ૪
ઘટમેં બેઠો ઘાટ ઘડે છે, અકળિત લીલા ભારી રામ;
રૂપ રંગ તો કશું ન દીસે, નિરગુણ નિરવિકારી. સમર મન૦ ૫
હાડ માંસની કાયા બનાવી, જુગતી રચાવી સારી રામ;
નવસેં નાડી માંહી દશ દરવાજા, પ્રાણ પુરૂષ સંચારી. સમર મન૦ ૬
કહે સોમો સદગુરૂ પ્રતાપે, હરી ભજો નરનારી રામ;
હું મારૂં સૌ મનથી મેલી, આતમ દૃષ્ટિ લ્યો ધારી. સમર મન૦ ૭

## ભજન—રાગ

હરીજન આતમ દૃષ્ટિ કરજો; અનઘડ સાહેબને મળજોરે. હોજી.
મન મંદીરીયામાં મોહન બેઠા, તેના શું સુરતી પરોવજો;
અખંડ દીવો ઝળકે ઘટમાં, તેને તો નિરખજો. હરીજન૦ ૧.
દેખાદેખી શીદ દોડી મરો છો, વિચાર કરી તમે જોજો;
સત્ય શબ્દ હિરદામાં ધારી, પંચાતિત પરખજો હરીજન૦ ૨
બાહેર તો વળી માયા દિશે, અંતરપુરમાં ખોજો;
દિવ્ય ચક્ષુથી આતમ દરસે, થાય આણંદની મોજો. હરીજન૦ ૩
પ્રેમનો પ્યાલો ભર્યો પરીપુરણ, ભાવ ધરી તમે પીજો;
હેતે હરીવર પાસે મળશે, જરણાયે કાંઇ ધરજો હરીજન૦ ૪
સમદમ સાધન સાથે રાખો, એક સોહં નામ સમરજો;
લક્ષ ચોરાશીના ફેરા ટળશે, અમરાપુરમાં ફરજો. હરીજન૦ ૫
ભવસિંધુમાં સંત નાવ છે, તેનો સંગ તમો કરજો;
ગુરૂ પ્રતાપે ભણે સોમદાસ, અગમ પંથે પરવરજો, હરીજન૦ ૬

રાગ-( ઇસ તન ધનકી કોન બડાઇ. )

માયાજી ના કરે બડાઇ, માયા માર ખવરાવે ભાઈ, માયા. ૧

મહા બળવંતી હરીની માયા,
શંકર સરખા ગયા મોહાઇ. માયા૦ ૨

બ્રહ્મજીકા ભાન ભુલાયા,
નીજ બાળાપર કુદષ્ટિ કરાઇ. માયા૦ ૩

બ્રહ્મચારીકા બ્રહ્મચર્ય બીગાડે,
શુદ્ધાશુધ હે વાસરાઈ. માયા૦ ૪

જ્ઞાની મુનીકું તો ગોતી મારે,
ધ્યાનીકા દેવે ધ્યાન ચુકાઇ. માયા૦ ૫

જોગીને તો રોળી નાખે,
તપસ્વી તપમાં ભંગ પડાઇ. માયા૦ ૬

પામર વિષયી કોન ઇન આગે,
મુઢકું ધુળધાણી બનાઇ. માયા૦ ૭

જીજ્ઞાસુના આગળ ફરતી,
વૈરાગ પદમાં દે વીઘન પડાઈ. માયા૦ ૮

માયા માગે તેને લાતોએ કુટે,
લક્ષચોરાશીમેં લે જાઇ. માયા૦ ૯

મહા ઠગણી ઠગ વિદ્યા કરીને,
હરીભજનમેં દે ભંગ પડાઇ. માયા૦ ૧૦

કહે સોમો નીસપૃહા સંત આગે,
માયાકા કછુ જોર ન ચલાઇ. માયા૦ ૧૧

ઠુમરી-( બીગડી કોણુ સુધારે નાથ બીના. )-એ રાગ.

માયાકા હે સબ કોઇ સંગી, બીન માયાકા ન કોઇરે;
બીન માયાકા એકહે સંગી, સરજન હારાસોઇરે. ટેક. ૧
રંક જો શાણા સમજુ, વાકી બાત ન માને કોઇ રે;

પૈસા લટકા શ્રીમંતકા બોલે, બાત કહે સત સોઇરે. માયા૦ ૨
જ્ઞાની મુની પંડીત પુરાની, માયા દેખી લલચાઈ રે;
શ્રીમંતકા તો કરે સતકારા, રંકકા ભાવ ન પુછાઇ રે. માયા૦ ૩
કળજુગકાએ લક્ષણુ કહીએ, જગકું દયા જુઞાઇ રે;
સત્યે ચાલે ઉસકા આખ વહેરી, અસત્યમે ખલક છવાઇ રે માયા૦ ૪
વીશ્વામીત્રે હરીશ્ચંદ્રકા, સત્ય છોડાવન ઘેર આઇ રે;
સત્ય કારણે કાશીપુરમેં નીચ ઘેર પાણી ભરાઇ રે. માયા૦ ૫
કળિજુગ નળ રાજાને નડીઓ, બાહુક રૂપ દીયા બનાઈ. રે;
આડધે વસ્ત્રે વનમે ભમીયા, નરનારી વીજોગ પડાઇ રે. માયા૦ ૬
ચડતી પડતી સૌના માથે, કરમ અનુસાર હે ભાઈ રે,
સોમા સુખ દુઃખ સમ કરી જાણો, લજ્યા રાખે રઘુરાઈ રે.માયા. ૭

## ઠુમરી–રાગ ઉપરનો.

હમને દેખ્યા જગ તમાસા, હે ગુજરીકા મેળારે;
ભોર ભયે ઉડ ચલ જાવે, જયુ ચડીયાં રેન બસેરારે. ટેક. હ. ૧
આપ આપ કે કર્મ સંજોગે, આકે હુવા સબ ભેળારે;
લેન દેનકા મીટ ગયા ફંદા, હો જાવે ન્યારા ન્યારારે. હ. ૨
ભાઇબંધ ઓર કુટુંબ કબીલા, માયાકા સગા સારારે;
અપની પાસ દમડા નહોવે તો, કોઇ ના લે સંભારારે. હ. ૩
દુનીયાં સબ માયાકી ગરજી, કીયા હૃદય વીચારા રે;
કોઇ કીસીકા નહિ હે યારો, દુઢવા ખલક સારારે. હ. ૪
નારી કહેવે મેરા સ્વામી, હમકું નહી ઇતબારા રે;
નીજ તનમે બલ જો હોવે, તો સંગ રહે વો દારારે. હ. ૫
દાસ સોમા સમજ મન અપના, બેઠો સત્ય બરચારારે;
જગમે તેરા કોઈ નહી હે, બીન એક કીરતારા રે. હ. ૬

## ભજન—( હમને ખોજી કાયારે ) એ રાગ.

અમને [illegible], સત્યકા સોદા વીસ્તાર્યાંજી. ટેક.
જન[illegible] તર [illegible], છુટ્યા ચિત્તકા ચાળારે ભાઇ,
નિશ્ચી [illegible] કું [illegible] ઈચ્છે, મહા સુખ લાગે પ્યારા. હમને. ૨
મહા સુખ છે મેરા મન માન્યાં, કૃતઘ્ન બુદ્ધિકું ટાર્યારે ભાઇ,
જપ તપ તીરથ વ્રત ન કીના, મીલ્યા પીયા હમારા. હમને. ૩
પરવેશ હમને ના છોડ્યા, ના છોડ્યા સંસારારે ભાઇ;
મોહ નિંદ્રાસે સુતા જાગ્યા, મીટ ગયા સ્વપના સારા. હમને. ૪
તુંબી કોપીન હમ ન પહેરે, ન પહેરે રૂદ્રાક્ષમાળારે ભાઇ;
ભગવાં વસ્ત્ર અંગ ન ધારે, એક ભાવ હમારા ન્યારા. હમને. ૫
ભલા બુરા જો કોઇ કહેવે, અપની મતી અનુસારારે ભાઈ;
દાસ સોમાને મુક્તાનંદ મળીયા, આનંદ ઉર અપારા. હમને. ૬

## ભજન—રાગ—( મુજ મંડાણ સેજ ધુન લાગી. ) એ રાગ.

વીરા પ્રથમ રઢ મને રામ શું રે લાગી. હેજી.
ત્યારે કરૂણા કરી છે મોરારી રે,
સતગુરૂ સંત મલ્યા બ્રહ્મજ્ઞાની;
મારી ભેદ ભરમણા ટાળી. વીરા પ્રથમ. ૧
ગરૂનાં વચન મેતો ગમ કરી જાણ્યા,
ચડી નીજ નામની ખુમારીરે;
ચડી ખુમારી કબુએ ના ઉતરે,
સિદ્ધ કીયા વિવેક વીચારી. વીરા પ્રથમ. ૨
અંતર્ધ્યાન આતમના ધરીએ,
જગમગ જોત અજવાળીરે;
બાહેર ભીતર અખંડ અજવાળા,
ખુલી ગગન ઘર બારી. વીરા પ્રથમ. ૩

પુરવની પ્રીતે પરમ ગુરૂ દરસ્યા,
મારાં કારજ દીધાં સુધારીરે;
કારજ સુધારી વહાણ વધાર્યાં,
ભાવે ભેટ્યા શ્રી વનમાળી. વીરા પ્રથમ. ૪

કહે **સોમો** નામ સ્મરણ સાચું;
સમરી ઉતરો ભવ પારીરે;
સતગુરૂ સંત મુક્તાનંદ ખરા,
નીસપ્રહા કલ્યાણકારી. વીરા પ્રથમ. ૫

ભજન-( વીરા મુળ મંડાણુ સહેજ ધુન લાગી. )-એ રાગ.

વીરા હજુ તો સમજ સમજ મન મેરાજી. ટેક.
કરી લે માલીક સાથે યારીરે;
તેરાતો માલીક હે તુજ માંહીજી.
ભીના દરસન ખુવારીરે. હજુ તો. ૧

કરકા મણકા દે તું મેલીજી,
મનકા મણકા લે ફેરીરે;
લાલચ મુકી સાહેબને સમરોજી,
હરદમ લે નીત્ય હેરીરે. હજુ તો. ૨

દેહાન બુદ્ધિ દે તું છોડીજી,
આત્મ ચિત્તમાં લે ધારીરે;
પાંચ પચીસના પાર જાવંજી,
શું [illegible] છે તું [illegible]. હજુ તો. ૩

ઘટ ભીતર તો [illegible] તમાસાજી,
ભીતર દીપક [illegible];
ગુરૂગમ જ્ઞાને ગોતી લેનાજી,
સોહં નામ લે વીચારીરે. હજુ તો ૪

જો ભુલ્યો તો ચોરાશીમાંજી,
બહોત ફરેગો તું ફેરીરે;
આ અવસર તો ભજો મલીયેજી,
ચેતી લે સાંજ સવેરીરે. હજુ તો ૫

સદગુરૂ સંત મુક્તાનંદ મલીયાજી,
શબ્દ સારડી મારીરે;
એ સારડી મારા કલેજામાં લાગીજી,
સોભા હો ગઇ આરમપારીરે. હજુ તો ૬

## ભજન-(રાગ ઉપરનો.)

વીરા સુરત ધારી સોહંરામ સમરોહેજી. ટેક.
સમરો સ્વાસ ઉસાસારે,
વીરા રોમ રોમ રણુંકારારેજી,
કરો સુન મંડળમાં વાસા. વીરા. ૧

ઇંગલા પીંગલા સુખમણા નાડીહેજી,
તરવેણીમાં જોત પ્રકાશારે;
વીના વાદળ વીજા ચમકેહેજી,
ત્યાં દેખો અજબ તમાસારે. વીરા. ૨

મધુરી મધુરી મોરલી વાજેહેજી,
વાં રાસ રમે જુગદીશારે;
ગોપીકા સરવે આનંદ પામે હેજી;
સ્થીર બ્રહ્મા વિષ્ણુ મહેશા. વીરા. ૩

ધીરજ ધારી અંતર ધ્યાન ધરીએહેજી,
કરો એકાંતમાં નીવાસારે;
પ્રગટ નીજ સ્વરૂપ દરશાવેહેજી,
મટે જનમ મરણકા ત્રાસા. વીરા. ૪

સદગુરૂ મળ્યા તબ ગમ પાઇહેજી,
  છુટયા કર્મ કેરા પાશારે;
નામ નીરગુણ નીરભે જાણ્યાજી,
  મુક્તાનંદ ચરણે સોમદાસારે. વીરા. ૫

પદ ૧–રાગ–સરજન હારાને સુરત કરી સમરો—એ રાગ.
કાયા શેહેરમાં જુઓ તપાશી. વીરા બહાર કેસે ભટકાઇ;
અખંડ દીવડો હે દલભીતર, વાકી ખોજ કરી લ્યો મેરે ભાઇરે;
અંતર દૃષ્ટિ કરી લે મેરા ભાઈ, તેરી આવાગમન મીટ જાઇ. ટેક.
ચતુષ્ટ સાધન સંપન્ન રહે જો વીરા, નહિ તો અંતે પસ્તાઇ;
આતમ જ્ઞાન વિના મનુષ્ય જન્મ તારો, અવરથા વહી જાઇરે.
  અંતર દૃષ્ટિ. ૧
સદગુરૂ સંતને સેવ્યા નહી અને, મન મુખીડા ઉઠધાઇ;
ઘર છોડીને પરઘેર જાવે, મરે દ્વારે દ્વારે ભટકાઇરે.
  અંતર દૃષ્ટિ. ૨
એકજ ધાયા દુસરા ધાયા વીરા, ગાડર પ્રવાહ ચલાઈ;
સબકા તો ખોજ સંતોએ કીધા, આતો માયામેં જગ ભરમાઇરે.
  અંતર દૃષ્ટિ. ૩
ઉપર જળ દેખી મૃગ ધાયા, પણ લાકી પ્યાસ ન બુઝાઇ;
માયાનું સુખ છે ઠાલું થોથું, જેમ હાડકું શ્વાન ચુસ ખાઇરે.
  અંતર દૃષ્ટિ. ૪
માયા દેખીને અંધજ બનીયા, પણ મુરખકું તો ગમ નાહી;
સપનાની બાજી સત્ય કરી માની, ત્યાં અનેક નર ગયા ઠગાઇરે.
  અંતર દૃષ્ટિ. ૫
છોડ જગ આશા કરો સોહં મેં વાસા, કાળકી ચોટ દે ચુકાઇ,
દાસ સોમાને ગુરૂ મુક્તાનંદ મળિયા, તબહી તો ગુરૂ ગમ પાઇરે.
  અંતર દૃષ્ટિ. ૬

પદ ૨ જુ-રાગ-ગુરૂજીસે લગન કઠણ મેરા ભાઇ.

મનવા હજુ સમજ મેરા ભાઇ.
ખોજ કાયા નગરી દેખ દેદારા, તેરા પીયા હે તુજ માંહી. ટેક.
જપ તપ તીરથ, જગતકી શોભા, મનકા મેલ ન ધોવાઇ;
મેલા પટકું મેલ જો લાગે, તો અધીક મેલા હો જાઇ. મનવા૦ ૧
સાચો પ્રેમ ધન પુત્ર દારામાં, તૃષ્ણા માયાકી ઉર છાઇ;
છાપાં તીલક બનાકર બેઠા, ભગત નામ ધરાઇ. મનવા૦ ૨
ભક્તિ ભેદ તો ન્યારા કહીએ, સદ્‌ગુરૂ મીલે તો સમજાઇ;
શીરના સાટે છે અવીનાશી, મરજીવા અમ્મર રસ પાઇ. મનવા૦ ૩
સતચિદ આનંદ આપ કહાવે, સુખ બ્રહ્માદીક ન ભાઇ;
તન મન ધનકું તુચ્છ હરી જાણે, જીવતાં અચળ સુખ આઇ. મનવા૦ ૪
સંત સોઇ જો મન વૈરાગી, સમદૃષ્ટિ ખલકમાં છવાઇ;
દાસ સોમા સમજ મન અપના, સોહં રામ સમરો પ્રેમ લાઇ. મનવા૦ ૫

પદ ૩ જુ-રાગ-ગુરૂજીસે લગન કઠણ મેરા ભાઇ.

મનવા આતમ ચીનો મેરા ભાઇ.
આતમ ચીન્યા વીના, જો કછુ કરીએ, તો સુપનાવત સમજાઇ ટેક
ફરથી ફીરાવે માળાના મણકા, મનવા ચોદેસ ભટકાઇ;
કામ ક્રોધ ઘટ ભીતર ભરીયા, પાંચ પચીસમાં લુટાઇ. મ૦ ૧
જટા વધારે હરી ન મળે, ન મળે ગંગામાં નહાઇ;
ધુણી તાપી અંગ ભભુત લગાવે, ચાર ધામ ફીરે જાઈ. મ૦ ૨
પોથી વાંચી પરકું સુનાવે, નીજ ઘટકી ખબર ન પાઇ;
ઉદર ભરનેકી કરત કમાણી, માયામાં રહ્યા લલચાઇ. મ૦ ૩
દયા ધરમ વીના પાળે આચાર, વીચાર ચીત્તમાં ન આવે;
મલ મલ કાયા ઉપરસે ધોવે, દીલકા દાગ ન જાઇ. મ૦ ૪

ખટ શાસ્ત્રને અઢાર પુરાણ, ચાર વેદ ભણે જાઇ;
આપે આપકું ખોજ્યા નહીં તો, બ્રહ્મ સુખ ન પાઇ. મ૦ ૫
સાખી શબ્દ બોતેરી ગાવે, તાલ તબુરા બજાઈ;
ભક્તિ ભેદ જાણ્યા નહિ તો, જનમ મરણુ ન બીસરાઇ. મ૦ ૬
જોગી હોકર જોગ જો સાધે, એકાન્તમેં આસન જમાઇ;
જ્ઞાન વિના મુક્તિ ન હોવે, એમ શ્રુતી સ્મૃતિ ગાઈ. મ૦ ૭
સદ્ગુરૂ વિના પીયા ન પાવે, સાધન સાધે ઘેર રહાઇ;
દાસ સોગા ઉરમાં પ્રેમ જો પ્રગટે, તો વેમ નેમ છુટ જાઇ. મ૦ ૮

પદ ૪ થું—રાગ—ગુરૂજીસે લગન કઠણ મેરા ભાઇ.

મનવા બ્રહ્મરૂપ જગ સારા,
આતમ સિંધુ અથાગ જલ ભરીયા, નહિ વાર નહિ પારા, ટેક.
એકમાં અનેક અનેકમા એકહે, નાના વીધ રૂપ ધારા;
ખલકમાં અલખ આપ સમાયા, અસંગ સંગથી હે ન્યારા, મ૦ ૧
બીજ માંહે વટ વટમાં બીજહે, બીજમાં વટ રહે સારા;
પત્ર ફળ ફુલ વટકા કહીએ, થડથી ડાળ ન રહે ન્યારા. મ૦ ૨
માટીકા કારજ અનંત કહાવે, ઘટ સરાંવાદી ગોળા;
માટી તોહે બાહેર ભીતર, નામ રૂપ સબ વીકારા. મ. ૩
ઉપજે વણસે સો ધરન શરીરા, મન હરખશોક ધારણુ હારા;
ખાના પીના પ્રાણ પુરૂષકા, અવનાશી આતમ નિરવીકારા. મ. ૪
બગલમા બેટાને ગામમાં ઢંઢેરા, વીસમરણાકા ભટકારા;
ખોજ કીયા તબ બગલમેં પાયા, કહે મીલ ગયા પુત્ર હમારા. મ. ૫
અપના પટકા લઇ ન બેઠા, દેહકર વાના ઘોર અધારા;
ભ્રાન્તીથી રજ્જુમાં ભુજંગ ભાસે, ભડકી ઉઠે ગંસારા. મ. ૬
અર્ક ઉગ્યા વિના રેન ન જાવે, તપ વૃત્ત જપે નીત માળા;
જ્યાં લગી મનવા થીર ન થાવે, છુટે ન ગરભ દ્વારા. મ. ૭

બ્રહ્મ એક સત્ય જગત મિથ્યા, વેદ કરે છે પોકારા;
દાસ સોમા સમજ મન અપના, એ પંથે સંત સીધાર્યા. મ. ૮

પદ ૫ મું–રાગ–ગુરૂજીસે લગન કઠણ મેરા ભાઇ.

મનવા લે રામનામ ગુણ ગાઈ,
રામ નામ છે સમરણ સાચું, નીત રટો પ્રેમ લગાઇ મનવા. ટેક. ૧
રામ મંત્રસે વાલમીક રૂશી કહાયા, કોટી રામાયણ રચાઇ;
સમુદ્ર ઉપર શીલ્યા તારી, અધીક મહીમા કહાઇ. મનવા. ૨
રામ ભક્ત પ્રહ્લાદજીકો, તાતા સ્થંભથી બચાઈ;
ગોતમનારી સલ્યા હોઇ પડી, રામ રજથી અહલ્યા થાઇ. મ. ૩
શબરી ચરણથી જલ શુદ્ધ ભયા, રામ જાપકા પ્રતાપ ભાઇ;
હનુમાનજીકું વર દીના, રબા તેલ સીંદુર ચડાઇ. મનવા. ૪
વીભીષણને લંકા આપી, ધ્રુવે અચળ પદવી પાઈ;
દાસ સોમા સમજ મન અપના, રામ ભજો તો સુખદાઇ. મ. ૫

પદ ૬ ઠું–રાગ–ગુરૂજીસે લગન કઠણ મેરાભાઇ. એ રાગ.

મનવા રામે રચના રચાઇ;
શીવ બ્રહ્માદીક પાર ન પાવે, અકળીત લીલા સદાઈ, મનવા. ૧
કાજી પંડીત પોથીમાં જુવે, વીવાદમાં વહ્યા જાઇ;
આવત જાવત કોઈ ન દેખ્યા, રૂપ રંગકે પરછાઈ. મનવા. ૨
બોલતા ચાલતા ખાતા પીતા, ક્ષણમાં દેહ વીખરાઇ;
કાયા પીંજર પડયા રહે ખાલી. પવનમેં પવન મીલજાઇ. મ. ૩
કોણ મુઆ કોણ ઉડ ગયા, કોઇ મરજીવે ગમપાઈ,
જગતને માથે બીક છે મરણની, મારે આનંદ વરતાઇ. મ. ૪
ક્યા લે આયા ક્યા લે ગયા, દોનું હાથ ખાલી જાઇ;
મારૂ મારૂં કરી મુઆ, અંતે જમપુરીમા રહાઇ. મનવા. ૫

દાસ સોમા સમજ મા અપના, એક દીન દેનાહે ભાઇ;
સદ્‌ગુરૂની શરણે રહીને, રામ ભજો લેહલાઈ. મનવા ૫

પદ ૭ મું–રાગ–ગુરૂજીસે લગન કઠણ મેરાભાઇ. એ રાગ.
મનવા લે મનકી માલા ફીરાઇ.
શ્વાસો શ્વાસ સોહં રામ સમરો, અજપા જાપ જપો ભાઇ. મ. ૧
પ્રણુવ મંત્ર સિદ્ધ કહાવે, સાધ્યા વિના ફળ ન પાઇ;
જલ કહેસે પ્યાસ ન બુજે, ભોજન કહે ભુખ ન જાઇ. મ. ૨
રવી રવી કરે રજની ન ટળે, અગ્નિ કહે અંગ ન જલાઇ;
ભુપ કહેને સેં ભુપ ન હોવે, રાજનીતિ ન આઇ. મનવા. ૩
પોથી માંહી બ્રહ્મ લખીયો, ભણીકે અંહબ્રહ્મ બન જાઇ;
ભણેથી કાંઇ ભટકણુ ન ભાગે, અનુભવ વીન ઉદ્ધાર નાંહી. મ. ૪
કહે સોમો ગુરૂ પુરા જો મીલે, અલખ પુરૂષ દે દરસાઈ;
નીરગુણુ શીરગુણુ ભેદ કલ્પના, સબહી મીટ જાઇ. મ. ૫

અથ થાળ લિખ્યતે.

હરી હેતે જમવા આવોરે, નંદ સલુણા;
આવો તો લઇએ લાહાવોરે. પ્રીતે પરૂણા, ટેક.
વાલાજી મારા સકળ સામગ્રી તમારી,
લેઇ અરપું દેવ મોરારીરે. નંદ સલુણા. ૧
વાલાજી મારા જળ જુમનાનું છે સારૂ,
તમ પાવલીઆ પખાળુંરે. નંદ સલુણા. ૨
વાલાજી મારા ચંદન ઉતારી મેં રાખ્યું;
માંહી કેસર તો નાખ્યુંરે નંદ સલુણા. ૩
વાલાજી મારા ગુલાબ ફુલની ગુંથી માળ;
હેતે પેહેરાવું હરિ હારરે. નંદ સલુણા. ૪

વાલાજી મારા પ્રેમનાં પકવાન કીધાં સારાં;
વિવેક વૈરાગ ખટ સંપતિ વાળાંરે. નંદ સલુણા. ૫
વાલાજી મારા શ્રદ્ધાનો શીરો મેં તો કીધો;
પીરશીને આગળ દીધોરે. નંદ સલુણા. ૬
વાલાજી મારા ભાવનાનો ભાત છે સારો;
સમાધાન ધીરોરો વાળ્યોરે. નંદ સલુણા. ૭
વાલાજી મારા સંશયનું શાક મેં તો કીધું;
અટામણ અગ્નિનું દીધુંરે. નંદ સલુણા. ૮
વાલાજી મારા અહંમમતાનાં પાન બીડાં;
એકમાં અનેક છે ગોડાંરે. નંદ સલુણા. ૯
વાલાજી મારા મુખવાસ કરજો ભાવે;
દાસ સોમો મન રીઝાવેરે. નંદ સલુણા. ૧૦

## શ્રી રામચંદ્રજીની સ્તુતિ.

શ્રી રામચંદ્ર કૃપાળુ ભજ મન, હરણ ભવ ભય દારુણં;
નવકંજ લોચન કંજ મુખકર, કંજ પદ કંજારુણં. ૧
કંદર્પ અગણિત અમિત છબિ, નવનીલ નિરંજન સુંદરં;
પટપીત માનહુ તડિત રુચિ સુચિ, નૌમી જનક સુતાવરં. ૨
શિર કિરિટ કુંડલ તિલક ચારૂ, ઉદાર અંગ વિભુષણં;
અજાનુ ભુજ શર ચાપધર, સંગ્રામ જીત ખર દૂષણં. ૩
ભજ દીનબંધુ દીનેશ દાનવ દલન દુષ્ટ નિકંદનં;
રઘુનંદ આનંદકંદ કૌશલચંદ દશરથ નંદનં. ૪
ઇતિ વદિત તુલસીદાસ, શંકર શેષ મુનિ મનરંજનં;
મમ હૃદય કંજનિવાસ કરિ, કામાદિ ખલદલ ગંજનં. ૫

સમાપ્ત.

# જાહેર ખબર.



આ પ્રેમવાણી ભજનમાળાના ભાગ ૪ થો અમારી પાસે હાલ તૈયાર છે કીમત ૦—૪—૦

તથા

પ્રેમવાણી ભજનમાળાના ભાગ ૧—૨—૩ ભેગા મળશે તેની કીમત ૦—૮—૦ રાખવામાં આવી છે પોસ્ટેજ જુદું. મળવાનું ઠેકાણું.

અમદાવાદ—બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા.

બુકસેલર ઝવેરભાઈ ઉમેદભાઈ.

ટીચોરોડ

બુકસેલર હરગોવનદાસ હરજીવનદાસ.

પાનકોરનાકા.

બુકસેલર રણછોડલાલ મોતીલાલ.

ગીચારોડ.

આ સીવાય મુંબઈ—સુરત—ભરૂચ—વડોદરા વિગેરે સ્થળોમાં પણ બુકસેલરોને ત્યાંથી મળશે.

ડાકોરમાં—બાવા રામદાસ ગુરૂ ગોકુળદાસ પાસેથી મળશે સરસપુરમાં કર્તાની પાસેથી મળશે.

**લી. સોમનાથ ભુલાખીદાસ.**